

# નવો જમાનો

અને

# આત્મજ્ઞાન.

( કાવ્ય )



રચનાર,

બાલુરામ મુળદાસ—અમદાવાદ.

પ્રકાશક,

સત્ય સુબોધ મંડળ તરફથી

ઉકાભાઇ બહેચરભાઇ—અમદાવાદ



સંવત ૧૯૮૦ ના શ્રાવણ માસ. ઇસ્વી સને ૧૯૨૪

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦.

કીંમત ૦—૬—૦.

# પ્રસ્તાવના.



સુજ્ઞ મહાશયો,

અનાદી કાળથી સમસ્ત જગતમા "શ્રેય" અને "પ્રેય" એ બે વસ્તુ ચીરસ્થાયીરૂપે બીરાજી રહેલી છે, "શ્રેય" એટલે સત્ય-ખરૂ અને આત્માનું અખંડ સુખ, અને "પ્રેય" એટલે મન-ઇંદ્રીઓને પ્યારૂં લાગે એવુ માયાનુ ક્ષણીક સુખ યુરોપાદી અન્ય દેશોમા તે "પ્રેય" પ્રાધાન્યપણે જોવામા આવે છે, અને આપણા ભારત દેશમા અનાદીકાળથી ઋષી મુનીના વખતથી "શ્રેય" ને અગ્રસ્થાન અપાતું આવ્યુ છે, જો કે અન્ય દેશોમાં પણ મહાત્મા ઇશુ, મહાત્મા થેરો, મહાત્મા ટોલ્સટોય, મહાત્મા ડેમીયન ફાધર, સોક્રેટીશ, વીલબર, બુકરટી વૉશીંગ્ટન વીગેરે મહાત્માઓએ પોતાના ગ્રંથોમા અને વરતનમા "શ્રેય" ને અગ્રસ્થાન આપ્યુ છે, તથા આત્મસુખનો પ્રકાશ પાડયો છે, તેથી એ સાબીત થાય છે કે અન્ય દેશોમાં પણ તે આત્મીક પ્રકાશ છે; પણ એટલું તો ખરૂજ કે તે પ્રકાશના મૂળ તો ભારતમાજ છે, બીજે બધે શાખાઓ ગયેલી છે

યુરોપાદી દેશોમાં ધર્મ અને વહેવારો જુદા મનાય છે ત્યારે આ દેશમા વહેવારમા પણ ધર્મ પળાય છે.

હા ! આ ભારત દેશમા ધર્મના ઘણા ફાટાઓ પડેલા છે, અને દરેક ફાંટાઓ પુરી ફરજ નહી બજાવી શકતા હોય, પણ તે સર્વે ફાટાઓ એક અદ્વૈત આત્મસુખ પ્રાપ્ત કરવાનાજ રસ્તા છે.

ભારત દેશમાથી લક્ષ્મી ગઈ, બળ ગયુ, સૌર્ય ગયુ, હુનર ગયા, પણ ધર્મ ગયો નથી. જે જે સતો આ દેશમા થયા છે, તે

સર્વે એ ધર્મનું લક્ષબીંદુ જે આત્મજ્ઞાન તેનોજ બોધ, કર્મ રૂપે, ભક્તિ રૂપે, અને જ્ઞાન રૂપે તથા યોગ રૂપે વર્ણવેલો છે અને તેના ઉપર અનેક ગ્રંથો સંસ્કૃતમા કે પ્રાકૃતમા, ગદ્યમા કે પદ્યમા રચી ગયા છે

આ અધ્યાત્મિક જ્ઞાનમા જે અનોપમ ખુબી રહેલી છે તેને તેના અનુભવીઓજ જાણે છે. આ જ્ઞાનથી સર્વે વાસનાઓ પુર્ણ થાય છે, સર્વે સંશયો સમાઈ જાય છે અને અખંડ શાન્તિ પમાય છે, તેમજ જીભથી ન વર્ણી શકાય એવુ અપરિમિત સુખ અનુભવાય છે

ચહાય તે દેશમા ગમે તે કાળમા અને કોઇ પણ વ્યક્તિમા શુદ્ધ અંતઃકરણમા આ જ્ઞાન દીપી નીકળે છે

તે જ્ઞાનની કાંઇક ઝાંખી આ કાવ્યમા કરાવેલી છે. તથા તે જ્ઞાનના અધીકારી થવાને માટે વૈરાગ્યની, સદ્ગુરૂની અને પાખંડમતથી દુર રહેવાની આવશ્યકતા છે તેથી તે તે બાબતો મારી અલ્પમતી અનુસારે દર્શાવી છે.

વારવાર મારા મિત્રો તરફથી મને કહેવામા આવતું કે તમે કાંઇ જ્ઞાન માર્ગ ઉપર પુસ્તક રચો. ત્યારે હું તેઓને ઉત્તર દેતો કે હીંદુસ્થાનમા મહાપુરૂષોના પાડેલા કોટીક સૂર્યના પ્રકાશમા આપણે તે વળી ક્યો દીવો ધરવાના હતા ? આ ઉત્તરથી ભક્ત ઉકાભાઇને સંતોષ થતો નહી ને તે કહેવાનુ ચાલુજ રાખતા તેથીજ આ એકસો પચીશ ભજન લખાયા છે, અને એ મંડળની સહાયતાથીજ આજે આ પુસ્તક બહાર પાડવામા આવ્યુ છે.

આ પુસ્તકનુ નામ "નવો જમાનો અને આત્મજ્ઞાન" રાખવામા આવેલુ છે, તેનુ કારણ એ કે આમા નવીન દ્રષ્ટાન્તો બોધમા

વર્ણવેલાં છે જેમ કે નગરનું ભજન, સભાનુ ભજન, નાટકનું ભજન, ,મીલનું ભજન, આગગાડીનું ભજન, દેશ ભક્તિનું ભજન, ભાગ્ત માતાનું ભજન વિગેરે ભજનો આમા આવેલા છે વળી મોટર સાઇ-કલ, સીનેમા, સરકસ, પોલીશ, ડાક્ટર, બ ગલા, સડક વિગેરેના શબ્દો પણ માહી આવેલા છે. આ સર્વે સાધનો નવા જમાનાના છે, અને તે મોજ શૉખના સાધનોની સાથે આત્મજ્ઞાન થાય એ હેતુથી તે નામ રાખ્યું છે

આ પુસ્તકમા એકસો પચીશ ભજન રાગરાગણીમા લખેલા છે તેમા જે કઇ દોષ કે ભૂલ જેવુ જણાય તે સુધારી વાચી લેવા વાચક વર્ગને નમ્રતાપૂર્વક ભલામણ કરૂ છુ

છેલ્લે કહેવાની વાત એ છે કે આ પુસ્તકના ભજનોમા જ્યા જ્યા ઉપદેશ માટે ઠપકાવાળા શબ્દો વપરાયા હોય ત્યાં ત્યા તે ઠપકા અન્ય કોઇને મે આપ્યા નથી, પણ મારા પોતાના મનનેજ ઉપદે-શવા તે સર્વે ઠપકા દીધેલા છે એમ વાચકે સમજવુ. એટલે ઠપકા-વાળા આક્ષેપો કોઈના ઉપર ન મુકતા મારાજ ઉપર મુકુ છુ

દીનબ ધુ પરમેશ્વરને, સદ્ગુરૂને, માતાપીતાને, સર્વે સ ત વીપ્રોને નમસ્કાર કરી, તથા જેઓએ આ ગ્ર થ છપાવવામાં સહાય કરી બધો ખર્ચ આપ્યો છે છતાં પોતાનાં નામ પણ જાહેર કરવા દીધા નથી એવા નમ્ર હરિજન મ ડળનો આભાર માની ગ્ર થનો આર ભ કરૂં છુ.

લી૦ બાબુરામ મુળદાસ.

# વાંચકને બે બોલ.



મહાશય ! ! યુરોપમા કોલસાની ખાણોમા કામ કરતા મજુરોમા એક વખત એક પાદરી ગયો, તેણે મજુરોની ધાર્મીકતા જોવાના હેતુથી એક ૪૦ વર્ષના મજુરને પુછ્યુ કે–તું ઇસુને ઓળખે છે ? ત્યારે તે પુરૂષે કહ્યુ–સાહેબ ! તેની ચાલીનો નબર કહો તો કદાચ સોધી કઢાય ! આનુ કારણ એ હતું કે–તે મજુરની બધી જીદગી ખાણમાજ વ્યતીત થએલી હતી, તેને બહારની દુનીયાની ખબર ન હતી તો ઇશ્વરી બાબત કે તેના ગુઢ તત્વોની તો ક્યાથીજ ખબર હોય !

વાચક ! આવીજ રીતે જે ખાણીમાજ જનમે છે અને ખાણીમાજ મરે છે, જે આ દુનીયાની મોજ મજાહ સીવાય અન્ય કાંઇ છેજ નહિ, એવુ માને છે, જેણે વિષય લોલુપ્તામા ઇંદ્રીઓને બહેકાવી મુકી છે, જેને હજારોના પ્રાણ જાય પણ પોતાનુ ઇંદ્રિય સુખ એક મીનીટ પણ અટકે નહી, એવું પીંડનુંજ સ્વાર્થપણુ લાગી રહ્યુ છે, અને જે શાસ્ત્ર તથા સતને ઉદર પોષણના સાધનોજ માને છે, એવા સાહેબોને તો કદાચીત આ પુસ્તકમા રસ નહીજ પડે પણ જેનામા કાંઇક પ્રભુ પ્રેમ છે, જેનામા ભગવત આશ્રરાનુ બળ છે, જેને હરીજનો સાથે હેત છે, જેના ઉરમા નીરતર દયા વસી રહી છે, જેને

સ્વધર્મ પર શ્રદ્ધા છે, જેને સ્વદેશ લાગણી છે અને જેનુ હૃદય કાંઇક રામના રંગમાં રંગાયુ છે, તેનેજ આ પુસ્તકમાનુ રહસ્ય સમજાશે. કેમકે—

## સાખી

સરીતા ગજકો લે ચલે,
ઔર તરતી રહેતી મીન,
જો જ્યામે નીશદીન્ રહે,
ત્યો ત્યામે પ્રબીન.

છતા દરેક વાચક બન્ધુને આ ૧૨૫ ભજનમાથી કંઇને કંઇ સાર તો અવશ્ય મળશેજ

લી. કર્તા.



# શુદ્ધી પત્ર.

| પાનુ | ભજન. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૧૦ | ભવ | ભવ |
| ૫ | ૮ | ૧ | મારવડે | મારગડે |
| ૨૦ | ૩૫ | ૭ | નીર્દય | નીર્બળ |
| ૨૧ | ૩૮ | ૪ | દાણા | ઘણા |
| ૨૭ | ૪૯ | ૧૩ | કદી | કદીએ |
| ૪૧ | ૭૫ | ૧૭ | વદીને | વ દીને |
| ૪૨ | ૭૬ | ૧૩ | પ્હોચત | પ્હોચતા |
| ૪૭ | ૮૬ | ૮ | ભાસે | ભાસે |
| ૬૫ | ૧૧૫ | ૪ | ફસી | કસી |



श्रीगणेशायनमः ॥

# નવો જમાનો અને આત્મજ્ઞાન.

### ભજન ૧. અષ્ટક.

જયનાથ જગતના અંત વખતના ભાવ ભગતના જાણો છો,
સેવક જનની રાત્રી દિનની ગુણ રત્નની ખાણ્યે છો,
જગ કીરતાર સંત આધારા તારણુ હારા ત્રીગુણી,
પદ પુરૂષોત્તમ અખીલ આતમ આજ અરજ અમ લ્યો સુણી,
સત્ય ચિદાનંદ છો પરમાનંદ મોક્ષ બંધ રહીત પોતે
આદી અંત્યમ્ કળા અનોપમ અગમ નીગમ મુનીજન ગોતે;
અધમ ઉધારણુ ભવજલ તારણુ કારણુ રૂપક અવતારી.
મચ્છ કચ્છ વહરા વામન પરસુ નરસિંહ રામા મુરારી,
દસ અવતારી ધર્મ ઉદ્ધારી અસુર સંહારી કીરતારા.
દીસો ઘટ ઘટ પોતે પરગટ જગ નાટક નટ છો ન્યારા,
મલીન હમારી દેહ વિકારી નર્ક દ્વારી અપવિત્ર
ખટ ઉપાધી તન મન વ્યાધી ન શકુ સાધીતમ ચરીત્ર,
સુત વિત નારી બંધન કારી ફંદજ ભારીમા ફસીયા.
કીધી ન સોધ લાગે ન બોધ કામ ક્રોધ અંતર વસીયા;
માયા બહુ ભાતી વીધ વિધ થાતી બહુ પ્રકારે દેખાતી.
બુરી થઈ બીના અમ પાપીના આપ વિના નહિ કોઇ સાથી
દયા પસારો વિનતી ધારો મોક્ષ હમારો તમ હસ્તે,
અવિચળ ધામી અંતરજામી નમુ નમામી નમસ્તે,

## ભજન ૨ અષ્ટક

સમરણ સાર નીસદીન ધાગ બચન હમાગ — સત સાહમ
ભેખ ઓધારા ભક્તનતારા સરજનહારા — સત સાહમ
તુર્યાતીના પરમ પુનીના ગાવે ગીતા — સત સોહમ
તત્વો પાગ બાવન બાગ વ્યાપક ન્યાના — સત સોહમ
ગોદ બતાવે ઋષિ મુની ધ્યાવે ધ્યાન લગાવે — સત સોહમ
પુરણ કામા હૈ સુખ ધામા અવિચળ નામા — સત સોહમ
નામ અતોલા અજર અડોલા હય અનમોલા — સત સાહમ
પ્રામ ઝોલે બવન ખોલે ઘટ ઘટ બોલે — સત સાહમ
સુરતી સગમે ચઢે ગગનમે ભયા મગનમે — સત સોહમ
ગુરૂ બતાવે ભય મીટ જાવે અનુભવ આવે — સત સોહમ
શબ્દ અરૂપા સત્ય સ્વરૂપા નામ અનુપા — સત સાહમ
ગુરૂદેવ દયાલુ બડે કૃપાલુ વદે "બાલુ" — સત સોહમ

## ભજન ૩ અષ્ટક

જ્ઞાન ગોદડી તત્વ તુમ્બડી નામ બડી નીરમલ ગગા
ડરે યમ દાસી મટે ચોગાસી હય સુખ રાસી સત મગા,
કરણી કછોટા મતકા સોટા લક્ષ લગોટા બાંધલીના
તનકા તીલક દીલકા દીપક ચિતકા ચકમક ધારલીયા
ધ્યાન કે ધૂપા ભાવ ભભૂતા હમ અબ પ્રુતા અનહદકા
ખમીયા ખપ્પર ભૂ વાઘામ્બર ધ્ડીંગ ફક્કડ નીજ પદકા,
મનકી માલા પ્રેમ પીયાલા નેમ નીશાના કર ડારા
ગગન કી ગાદી મે હુગ સમાધી અલખ એગદી મતવાગ,
એસા ગુરૂ દેવા કરૂ નીજ સવા ધ્યાન ધરેવા મૈં તેરા.
જાપ અજપા સ્થીર થાપા બધન કાપા ભવ ફેરા.

### ભજન ૪ અષ્ટક

( શ્રી રામચંદ્ર કૃપાળુ ભજ મન—એ રાગ )

તુમ ચરણમે પડા આયકે મોકુ ઉગારી લીજીય
મમ પતિત કા પાવન કર કૃપા કૃપાલુ કીજીય,
એ મલીન માયમે રહા કૈસમે સાધુ જોગડા ?
અબ છોડકે પાલક તુમ્હી ક્યા પગાવુ ભોગડા,
મનસ્થનિ ખીલી આપને કયા પુણ્ય ન પુજા કઇ
નીનુ સંગીતામે બસે જલ બુદ કો કૈસે ધઈ,
એક નામકા આધાર હૈ મેહે ભગ્મા એ બડા
"ગ.ડુ" કી નદી છોડીયો તુમ ચરનમે આને પડા,

### ભજન ૫ ( રાગ ચેતવણી. )

ધન્ય ધન્ય ભાઈ ધન્ય ઠનાસ્ર રત્ન ખરૂ તુ રળીયારે
કીટ પતંગ કે પશુ નહિ પણ મનુષ્યા દેહ તને મળીયારે ટેક
આર્ય ભૂમીમા તૂ જન્મ્યો ભાયગ તારા ધન્યરે
તમાથી પણ નારી નહીને પામ્યો પુર્ષાતનરે—ધન્ય૦
અબળ નહિ પણ વિધ્યા ભણ્યો પુન્ય પુરવનુએવુ'
મત તણો વળી સગ થયો ભાઇ કહે ભાગ્ય પછી કેવુરે ? —ધન્ય૦
અનુકુળતા ઇશ્વરે આપી દેવને દુર્લભ જોનરે
દાસ 'બાલુ" કહે નવ ચેતેને ભૂલે તો પછી ભોળરે—ધન્ય૦

### ભજન ૬

મોંઘો મનુષ્યા દેહ મળ્યા પણ માયામા તૂ મોહ્યોરે
શરીરની સભાળ ન રાખી હીરો હાથે ખોયોરે—ટેક.

મંકોડો જેમ ગોળે બાઝયો તેમ વિષયમા વળગ્યોરે,
રતી ભોગનો બહુ રસ લાગ્યો તેથી થાય ન અળગોરે-મોથી૦
અગ્નિમા જેમ ઘી હોમાય તેમ જ્વાળા ઝાઝીરે
તેમ તૃષ્ણા વધે વધારે, તૃપ્ત થાય ન પાજીરે-મોથી
નારી મ્હારી ધારી વળગે રાત દિવસ ને વ્હાલીરે
નેમ ટેમ કંઇ જોગ ન જાણે મોજ ભોગ બસમાણેરે-મોથી
શરીરનું જે રક્ષણ વિર્ય દશમે દ્વારે ઠરીયુરે,
તેને બેહદ ખરચી નાખી મગજ ખાલી કરીયુરે-મોથી
વિચાર શક્તિ ગુમ થઇને ભક્તિ જ્ઞાન ન ભાવેરે,
શાટ ફોલ ને કળતર થાયે આળસ અંગે આવેરે-મોથી
ડાઢ માથુ ને કમ્મર દુખે ચીન્હો જણાય ક્ષયનારે,
ઝીણો તાવને શણકા ચસ્કા સર્વે દર્દો તેનારે-મોત્રે
વિર્ય વર્ધક ધાતુ પુષ્ટી લેપ કરે મતી મંદરે
દવા ખાય પણ દમન કરે નહિ ઇંદ્રિઓને અધરે-મોથી
આયુષ્ય દોરી હાથે તોડી મર્યું શર્યું પછી થાયરે
દાસ "બાલુ" કહે વગર મ્હોતે જમને હાથે જાયરે-મોથી

## ભજન ૭ ( બ્રહ્મચર્ય )

બ્રહ્મચર્યનો મોટો મહિમા પાળે જન કોઇ પુગરે.
કામદેવથી કાયર કંપે શમશેર ઝાલે સુરારે,
એક પતિવ્રત રામે ધાર્યું રાવણને મંહાર્યોરે
બ્રહ્મચર્યથી લક્ષમણજીયે ઇંદ્ર જીતને માર્યોરે—બ્ર
બ્રહ્મચર્યથી મારુતજીએ મુજ્ઞાગરને ધાર્યોરે
બ્રહ્મચર્યથી શુકદેવજીએ પરીક્ષતરાયને તાર્યોરે—બ્ર

બ્રહ્મચર્યથી ભીષ્મ પિતાએ યુદ્ધ કર્યું દશદિનરે
બ્રહ્મચર્યથી નારદ મુની થયા વિષ્ણુનુ મનરે—બ્રહ્મ૦
ગૌતમ બુદ્ધ દયાનંદ સ્વામી શંકરાચાર્ય જેવારે
ગોરખ ગોપીચંદ ભર્થરી થયા દેશમા દીવારે—બ્રહ્મ૦
બ્રહ્મચર્યથી રામ મુર્તી મૉટર ખેંચી રાખેરે
હસ્તી ઉચકે શરીર ઉપર પત્થર ભાંગી નાખેરે—બ્રહ્મ૦
ગાની શુગ પંડીત પુરા બળવાન થાયે આપરે.
ચમતકારી નામ ધારી બ્રહ્મચર્ય પ્રતાપરે—બ્રહ્મ૦
દેશમા ' ગાંધીજી ' ગર્જે બ્રહ્મચર્યને ધારીરે.
દાસ 'બાલુ" કહે ઓછુ વધતુ બ્રહ્મચર્ય ગુણકારીરે—બ્રહ્મ૦

## ભજન ૮. ( પરમાર્થ )

પરમારથના મારગરડે ભાઇ પુરા જન કોઇ પળતારે
ગાત પોતાના ગજા પ્રમાણે પરમારથ રહે કરતારે—ટેક.
ફળને સીતળ છાયા આપે વૃક્ષનો પરમારથરે,
કુપ સરીતા ને સરોવર જળથી સારે અર્થરે—પર૦
જળ આપે ને શાન્તિ પમાડે જે જન પાસે આવેરે.
મેઘ તણો પરમાર્થ મોટો અનાજ ને ઉપજાવેરે—પર૦
અધકારમા મેહ વરસે ભાઇ એકે દેશમા એતોરે,
પરમાર્થ ચદ્રનો પ્રૌઢો પ્રકાશ સહુને દેતોરે—પર૦
પદર દિવસ ઓછો વધતો ચદ્ર પ્રકાશ પાડેરે
સઘળો પ્રકાશ આપી સૂર્ય જગતને જીવાડેરે—પ૦
પરમાર્થ ઇશ્વરનો અધીક હદમાં સહું મ્હાલે છેરે,
જેની આગ્નાધીન બનીને ભૂ મડળ ચાલે છે રે—પર૦

સંતોનો પરમાર્થ સહુથી આગળ પડતો સાગર,
છળ કેરો ભેદ બતાવી ઘટમાં હરી દરસાડે—પર૦
એ પરમાર્થ સહુથી અદકો સત જનો કોઈ કરતાર
દાસ "બાલુ" કહે—સ્વાર્થ મુકી પરમારથમાં પળનારે—પર૦

## ભજન ૯ પુરંજન કથા

નામ ભજનનો મોટો મહીમા તેથી છે તરવાનુંરે
તે વિના ટળશે નહિ તારૂં ચોરાસી ફરવાનુંરે—ટેક
સુત વિત દારામાં શું મોહ્યો ? ફોગટના શું ફુલેરે
ભવ સાગરમાં જાય તણાતો ભજન હરીનું ભૂલ્યોરે—નામ૦
ભજનનું કઈ ભાન ન આવે ભૂલ્યો દેહને ગર્વેરે,
કથા કહુંછુ પુરંજન કેરી સુણો શ્રોતા સર્વેરે—નામ૦
કથા ભજનનું કળીકાળમાં મહાતમ સહુથી મોટુંરે
દાસ "બાલુ" કહે તેહ વીના તો સર્વે થાય ખોટુંરે—નામ૦

## ભજન ૧૦

પુરંજન એક પ્રતાપી રાજા સુખની આશા કરતોરે
સુખ સાધવા મથતો તે દેશો દેશ ફરતોરે—ટેક
રૂડું જેનું રાજ્યજ દેખે તેનું લુંટી લેતોરે,
આણ પોતાની વરતાવીને રંગ ભુવનમાં રે'તોરે
ખાય પીયે ને ભોગ ભોગવે સુખ મપતી સાગરે,
તો પણ તેથી તૃપ્ત ન થાય અંતે લાગે ખારર,
સુખ સાધનથી સઘળી મુકી ત્યાથી આગળ ચાલર
સુખ વળી કંઈ સારૂ દેખે ઝડપ તેને ઝાલેરે,
તેમાં પણ તૃપ્તી નવ પામે મુકી પાછો ન્હાસર

એમજ સઘળે ફરતો એતો જ્યા ત્યા સુખની આશેરે,
જ્યા પેખે ત્યા દુ ખજ દેખે કઈ ન લાગે મીઠુ રે
લક્ષ ચોરાસી નગરી ફરીયો કઇયે સુખ નવ દીઠુ રે,
અહિંથી બીજે તહીંથી ત્રીજે એમજ ધ્રમતો ધાવારે.
દાસ "બાલુ" કહે હીમાલય પર્વતની પાસે આવ્યોરે;

### ભજન ૧૧

પહાડ તણુ શીખ્ખર શોભીતુ ભુમી બહુ રસાળીરે
મનુષ્યા દેહની નગરી દીઠી નવ દરવાજા વાળીરે,
તેની પાસે મોહક વન છે વિષય કેરી વાડીરે.
અનેક ફળ ફુલ છે ઉગેલા જાત જાતની ઝાડીરે;
વૃક્ષ લતાઓ વળેલી વાકી મનને આનદ કરતીરે
રભા એક રસીલી દીઠી તે ઉપવનમા ફરતીરે,
ભર યોવનમાં છે માનુની મહા મનોહર રૂપરે.
મૃગા નયણી નહિં કાઇ કહેણી મોહ્યો પુરજન ભૂપરે,
મોહ લાગીયો કામ જાગીયો ના રહી શુદ્ધ કે શાનરે
દાસ "બાલુ" કહે લુબ્ધ બનીને ભૂલ્યો સર્વે ભાનરે,

### ભજન ૧૨.

નમ્ર થઇને પુરજન રાજા પ્રેમ ધરીને પુછેરે
કહે રાણી તૂ કયા રહેનારી નામજ તારૂ શુ છેરે,
મદ હશીને નારી બોલી હૃદય માઇ ઘર ગામરે
કથ ખોળવા હું નીકળી છુ બુદ્ધી બાઈ મુજ નામરે,
પુરજન કહે છે હું પણ એવો આપણ બન્ને વરીયેરે

નવ દરવાજાની આ નગરી તેનુ રાજ્ય કરીયેર,
એમ કહીને તે રાણીને પરણ્યો રાય પુરજનરે
તે નગરીમા મધ્ય સ્થાને બેઠો રાજ્યાસનરે,
રાજ્ય કરે ને રંગ ભોગવે બુદ્ધીને પુરજનરે.
તે નગરીના નવ દરવાજા "બાલુ" કરે વર્ણનરે,

## ભજન ૧૩.

નેત્ર નામના બે દરવાજા વિષય સીપાઈ ત્યા વસતોરે
પુર્વ તરફમા તે શોભે ત્યા રૂપક દેશનો રસ્તોરે,
તેના નીચે બીજા બે તે ઘ્રાણ તણા કહેવાયરે
તેમા થઈને પુરજન રાજા ગંધક દેશમા જાયરે;
મુખ દરવાજામાં થઈને જાય વાકપુરમા રાજારે
એ પ્રમાણે પુર્વ તરફના પાંચ રૂડા દરવાજારે,
એક ઉતર એક દક્ષીણ સોભે શ્રોતપુરના તેહરે
શબ્દશાહ શેઠ વેપારીને આવવા કેરા એહરે,
આઠમો ઉપસ્થ દરવાજો લીંગજ તેને લહીયેરે
ગર્ભાપુર પાટણ નો રસ્તો તે દરવાજે કહીયેરે,
નવમો દ્વાર તે ગુદા છે એ નવે કહ્યા દરવાજારે
દાસ "બાલુ" કહે તે નગરીમા મ્હાલે પુરજન રાજારે.

## ભજન ૧૪

પંચ વિષયની વાડીમાં એ રાણી સંગે ફરતોરે.
અધિકારી ઇંદ્રિયો સાથે રાજ્ય નગરનું કરતોરે,
રાણીનો જમાડયો જમે રમાડયો તે રમેરે.
રાણીની આંખે દેખેને રાણી અતીશે ગમેરે;

રાણી બેસે તો તે બેસે રાણી સુવે તો સુવેરે
રાણી હસે તો તે હસેને રાણી રૂવે તો રૂવેરે,
વશ બની રાણીની સાથે મોજ ભોગ બહુ માણેરે
દાસ "બાલુ" કહે આવી પડશે તે જોખમ ન જાણેરે,

## ભજન ૧૫.

રાણીને પુરંજન બે મ્હાલે નીર્ભય થઇને મનરે
એવામા એક આવી પડીયુ પુરજનને વીઘ્નરે,
લશ્કર લઇને રોગજ આવ્યો પુરંજન કેરો વેરીરે.
જરા અવસ્થા આવી પ્હોચી નગર લીધુ ઘેરીરે,
નવ દરવાજા બંધ કરીને કીલ્લા નાખ્યા તોડીરે
વેદના વ્યાધીની સૈન્યા પેઠી શહેરમા દોડીરે;
નગર સઘળુ લુટી લીધુ રાય અતી ઘભરાયરે
ચરણ થર થર ધ્રુજવા લાગ્યા હવે વલે શી ! થાયરે,
મતાવા લાગ્યો ચો દીશે સુઝે નહીં ઉપાયરે
દાસ "બાલુ" કહે પરથમથી નવ ચેત્યો પુરજનરાયરે;

## ભજન ૧૬.

બતાવશે કઈ રાણી રસ્તો કરશે મારી સ્હાયરે.
એમ જાણી રાણીની પાસે આવ્યો મ્હેલની માળરે,
રાણી તો ન્હાસી ગઈ જોતા તપાસ રાયે કીધોરે
એવામા યમ પોલીસ આવી પુરંજન પકડી લીધોરે,
ગભરાતો ને રડતો બોલ્યો મુજને કરો માફરે
રાણીએ મુજને છેતરીયો મુકી દો મા બાપરે,

યમ દૂતે તો તે નવ માન્યુ જબ્બર પકડી લીધે
યમ રાજાની જેલમા જઈ તેને પુરી દીધોરે,
બહુ દુખે કળકળવા લાગ્યો આખે આસુ આવેરે
દાસ "બાલુ" નવ ચેત્યો પ્હેલો હવે કોણ છોડાવેરે,

### ભજન ૧૭

લક્ષચોરાશી ફરવા લાગ્યો પુરજન બીજી વારે
ઝાડ પ્હાડ પશુ કીટ પતંગમા ક્યારે આવે પારે,
પુરંજન કેરી કથા પુરી થઈ સુણો શ્રોતા જને
પુર દેહ ને જન જીવ છે નામજ તે પુરંજનર
માન વતા કુટુંબ વતા ડાહ્યા જન કહાવે છે
પણ ચોરાશી યોનીમા જઇ સર્વે અહિ આવ્યા ભાઈ
રામ ભજનનો મ્હોટો મહીમા લખ ચોરાસી ટળેરે
દાસ "બાલુ" કહે 'સદગુ ' સેવો સફળ ફેરો થાશે,

( પુ ૮ સમાપ્ત )

### ભજન ૧૮

(રાગ મનના માનીતા મળીયારે થઇ પ્રેમ વશ પ તળીયા-એ દેશી )
તારા વિચાર મીથ્યા જામે તને કાળ આવીને ખાશે--ટેક
તૂ જાણે હુ મ્હેલ બધાવુ બેસુ ઝરૂખા પાસ
ઓચીંતુ યમ તેડુ આવે તો જમ મારીને જાશે--તને૦
તુ જાણે વેપાર વધારૂ ભંડાર ધનના ભરાશે
સટ્ટો હાર્યો કે ખોટ આવી તો દેવાળુ ફુકાશે--તને૦
તુ જાણે રૂપાળી પરણું ભોગ રૂડા ભોગવાશે

પ્રેમ આ રોગે પડયો તો મરણ સમય પસ્તાશે—તને૦
તું જાણે શ્રીમંત આવ્યુ હ ખી રહ્યો વિશ્વાસે
ગર્ભ પાત કે નારી મુએતો ઉલટુ રડવુ થાશે—તને૦
પુત્રો ને તુ લાડ લડાવે જાણે સેવા સ્હારો
કપૂત કે ઉડાઉ બન્યાનો ઉલટો દુખીયો થાશે—તને૦
કલ્પનાઓ મનની ખોટી ધાર્યુ ધણીનુ થાશે
દાસ 'બાલુ" કહે હરી ભજ્યા વિણ પડશો યમને ફાસે—તને૦

ભજન ૧૯

તને વિખ્યો બે હદ નાણે છે જોખમ તું નવ જાણે—ટેક
ધી ગોળ ધઉંને ભાત દાળના ભોજન ભરીયા ભાણે
ગામ માટે ટરે કલ્પના જમવા ફેરે ટાણે—છે૦
દેવ દર્શનમા ફરી ન ઠરતી ફરતી નીચ ઠેકાણે
પર નારીના ગુણ નવ દેખે પગના રૂપ વખાણે—છે૦
અનીતીને અયોગ્યતાએ મન ગમતા ભોગ માણે
લીંગ ઇંદ્રીમા લીન બનીને પડે નર્કની ખાણે—છે૦
દુગ્ધમા પડેલો તું પ્રાણી કીટ પડયો જેમ છાણે
ભજન ગમે નહિ કાન શુ માડે નીંદા નીચ પ્રમાણે—છે૦
વિષયોમા તું બેહદ બળગ્યો વર્ત્યો પશુ પ્રમાણે
દાસ 'બાલુ" કહે યમના દૂતો ધાવશે અવળે વાણે

ભજન ૨૦

જો પ્રગટ પશુ પોકારે એવુ દુખ યમનુ શીગ નારે—ટેક
ગાડામા જો બળ ને ધાલી ભાર ભરે છે ભારે
ભૂખ દુખ અતિ હોય તોપણ માર પરણાનો મારે—એવુ૦
જાળીમા મીન જળ વિણ તલખે ઢીમ્મર દયા નવ ધારે

સર્પ વિછી સતાઇ ન્હે તેને ભય હમેશાં ભારે—એવુ૦
ભુખ્યા શ્વાન જો ફરે ભટકતા દોડે દ્વારે દ્વારે
ઝેર અને ગોળીથી મરતા દુ ખ પામીને અપારે—એવુ૦
સિંહ રીછને રોઝ હરણને શિકારી મારે શિકારે
બતક મરઘીને બબરચીઓ છરી મુકીને સહારે—એવુ૦
એ'વા દુ ખો અનેક યોનીમા વેઠયા વાર વારે
દાસ "બાલુ" કહે ઉગરવાનો અવસર છે અત્યારે—એવુ૦

ભજન ૨૧.

મન મોહ વધ્યા અણતુલે તુ ભજન હરીનુ ભૂલે—ટેક
પૈસાને પરમેશ્વર માને દારા સુખમા ડૂલે
દુ ખ ન દેખે દિકરીનુ મુઠ વેચે બહુ મૂલે—તું૦
ઉડાઉ ખરચો અભીમાને કરી દેવામા ડૂલે
જાચક મરજી જાચે તેમા કુલણજી શુ ફુલે ?—તુ૦
વળખા મારી વિત વધારી જીવપણામા ઝુલે
પત્નીની મ્હોટાઇમા પડીઓ સતને નવ કબુલે—તુ૦
ન્યાત તણા રગડા ઝઘડામા પડી ચતુરાઈ ચુ'લે
દાસ "બાલુ" કહે વૃદ્ધ થયો પણ હજુ આખ નવ ખૂલે—તુ૦

ભજન ૨૨.

બ્રહ્મ જ્ઞાન તે અવળુ ભાળ્યુ વિષયોથી મન નવ વાળ્યુ—ટેક
કામ બાપાને નીર્લજ વચનો મુખમાથી શુ ટાળ્યુ ?
પાન બીડી નાટક એશોથી કેટલુ મન તે ખાળ્યુ—વિષયો૦
શાસ્ત્રના શબ્દો સીખી શુ આચરણમાહી ઉતાર્યુ ?

રાગજ તાણી ગાઈને વાણી શુ સાર્થક તે સાર્યું ?—વિષયો૦
અર્થનો અનરથ કરીને ગુરૂથી વેર વધાર્યું
અહ બ્રહ્માસ્મી આપ બનીને પાપ પુણ્ય નવ પાળ્યુ—વિષયો૦
જ્ઞાનને ગરીબાઇ નીતીથી અતર નવ અજવાળ્યુ ?
દાસ "બાલુ" કહે અજ્ઞાની તે ઉલટુ ઉંધુ માર્યું—વિષયો૦

## ભજન ૨૩

તેરા જન્મ મરણુ મીટ જાવે એસા પ્રેમ લગન લગાવે—ટેક.
પૃથ્વી ગ્રહોએ પ્રેમ લગાકે સૂર્ય સદાહી ફીરાવે
પ્રેમસે બુદ સ્વાતી પકડી છીપ મોતી નીપજાવે—એસા૦
પ્રેમ લગનકા ચટકા લાગે કીટ પતગ હો જાવે
શીષ્ય ગુરૂ સગ પ્રેમ ધરે તો જ્ઞાન અનોપમ આવે—એસા૦
પ્રેમસે માતા પુત્રકો રક્ત માઉંસ ચુસાવે
નર નારીમે પ્રેમ હોવે તો ઘરમેં સ્વર્ગ બનાવે—એસા૦
પ્રેમ બીના સબ જૂઠી પુજા ગાન તાનમેં ગાવે
દાસ "બાલુ" કહે પ્રેમ હોવે તો મોજ અલૌકીક પાવે—એસા૦

## ભજન ૨૪.

તેરા દ્વૈતપણા મીટ જાવે એસા તૂ એક ઘર આવે—ટેક
ભૂષણુ બહુત દિખત હૈ જુદા કચન એક કહાવે
બહુત બરતન ઘાટ અનેક એક મીટ્ટીસે ઉપજાવે—એસા૦
એક મીસરી અનેક મીઠાઇ પકવાન બહુત પકાવે
ખાને વાલી એકજ જીબ્હા ખટરસ ભોજન ખાવે—એસા૦
અઢાર ભાર વનસ્પતિકો એકજ ધરતી ઉગાવે
બરફ લૂણુ મોતી પત્થરકો એકજ જલ જમાવે—એસા૦

જ્ઞાની ભેદ અતિ જગ અંદર મનુષ્ય એક કહાવે
ભિન્ન પંથ અનેક સણી એક ઈશ્વરના બતલાવે—એમ૦
વેદ પુરાણ વાણી શાસ્ત્રો એમજ છે ઉપાવે
દાસ 'બાલુ' કહે બાવન અક્ષર 'સોહમ' માંહી સમાવે—એમ૦

## ભજન રપ ( રાગ ગઝલ )

આદ્ય અંતે મધ્યે પોતે પરબ્રહ્મ તુ પ્રકાશે છે,
દશે દિશે રહ્યો વ્યાપી સભર ભરપુર ભાસે છે—દક
આકાશમા વાયુ દિસે છે, વાયુથી તેજ પ્રકાશે છે,
તેજથી જળ—અને જળથી, પૃથ્વી તુ પ્રમાણે છે—આદ્ય૦
સગીના સિંધુમા ધરતી, વધે છે ઝાડ વનસ્પતી.
સુન્દર પુષ્પોમા હસ્તિ, ખરેખર તુ ધરાવે છે—આદ્ય૦
મનોહર બોલતી મેના, રસીલા રાગ બુલબુલના
કુકડા મોર કોયલના, મધુર તુ કરાવે છે—આદ્ય૦
મેઘ થઇ વરસે ભૂતળમા, ઝળકતી વીજ તૂ નભમા
બર્તાને વાયુ વાદળમા, ગરજના તુ ગજાવે છે—આદ્ય૦
બ્રહ્મા વિષ્ણુ અને શંકર, ઉદને શેષ તુજ અંદર
જ્ઞાની રૂપ સૂર્ય ને ચંદ્ર તારામા તું પ્રકાશે છે—આદ્ય૦
મચ્છ કચ્છ વરાહ ફરસુ, રામ વામન નરસિંહ તુ
કૃષ્ણને બુદ્ધ રૂપ ત્હારૂં, તુંજ નીષ્કલંક કહાવે છે—આદ્ય૦
કુરાન બાઇબલ અને વેદો, હરી મહમ્મદમા તુંતો.
પ્રભુ જગથી અન્ત નહિં જૂદો સર્વમા તુંજ વિલસે છે—આદ્ય૦
નગારા ઢોલ મરફામા, ઝાંઝ તાસાને પરઘમમા
તંબુરા ને સીતારમા, નાદ તાંજ આવે છે—આદ્ય૦

નાકને આંખ અણીઆળી શોભા મુખ કાનની સારી
મનુષ્ય માન્હી છબી તારી ઘરે ઘટ ગ્હી દીપાવે છે—આઘ૦
કર્મ ઇંદ્રી કર્મ કરતી, વિષય જ્ઞાન ઇંદ્રી પારખતી
દશે વાયુને મન બુદ્ધી, ચક્ષણ સહુ તુ ચલાવે છે—આઘ૦
દેવ દાનવ સૃષ્ટીમા, સ્વર્ગ પાતાળ નહિં સીમા
જગતની જીવ યોનીમા, ગલપતો તૂજ મ્હાલે છે—આઘ૦
વસો વ્યષ્ટીમા વ્યાપીને સમષ્ટીનેજ સ્થાપીને
'બાલુ' ન ટેક માપીને દયા તારી બતાવે છે,—આઘ૦

## ભજન ૨૬ ( ગજલ. )

હજારો યત્ન કરશો પણ, પ્રેમ વિના ન તરવાનુ
હરીને ઓળખ્યા વિના, નથી કાઇ કાર્ય સરવાનુ—ટેક
બને જગામા દયો દોટા, યજ્ઞને હોમ કરો મ્હોટા
અહંાદિ વાસના નહિંતો, સ્વર્ગ સાચુ ન મળવાનુ,—હ૦
બલ થાઓ ન્યાતમા ગાજ, જમણ જબરા કરો ઝાઝા
ગમા નહિ ગર્વ મનનો તો, ભલુ કોઇયે ન કહેવાનુ,—હ૦
કથા કીરતન ભજન મ્હોટા, કરાવો પાઠ ને પુજા
લાભ સાચા મળે નહિંતો, નથી એ તત્વ તરવાનુ,—હ૦
ભણીને નોકરી વ્યાપાર, કરી ધનના ભરો ભંડાર
અર્થ ઉંડો ન સમજ્યાતો, એ વિદ્યાથી શુ વળવાનુ ?—હ૦
મોટર સાઇકલ મહાલયમા, ઉડાવો મોજ બાગોમા
થયુ સતોષ નહિં મનતો, પછી પસ્તાઇ મરવાનુ,—હ૦
ખાદીને રેંટીય રાચો, ભલેને 'નવજીવન' વાચો.
ગરીબોને દુભાવો તો, નથી સ્વરાજ સુધરવાનુ,—હ૦

આત્મ વિચાર વિણુ ભાઇ, ગુરૂ વિણુ મોક્ષ નહિ ક્યાંઇ
પ્રેમ પુરા વિના "બાલુ" મટે ન ચોરાશી ફરવાનું,—હ૦

### ભજન ૨૭. ( ગજલ ) પ્રેમ.

નથી કંઈ પ્રેમ કેરા નેમ, જુવો એ પ્રેમની પોથી ટેક
પ્રલ્હાદ થંભપગ ધસીયા, ધ્રુવ જઈ વનમા વસીઆ.
પુરા એ પ્રેમના રસીયા, જુવો૦
ગયા વનવાસમા શ્રીરામ, હરીશ્ચંદ્રના જો જો ઠામ
ગોપીચંદ ભર્તૃહરીના નામ, જુવો૦
ગોતમે દુઃખ સહન કરીયા, દયાનંદ ધર્મમા મરીઆ
ઇસુ મનસૂર સુળી ચઢીયા, જુવો૦
દેશ સેવામા ગાંધીએ, સમરપ્યુ આપ તન મન ધન.
જઇને જેલમા બેઠા, જુવો૦

### ભજન ૨૮ ( ગઝલ. )

હમારા દેશ માહેથી, હવેતો દારૂ તુ જાને
હમારા મીત્રોમાથી, હવેતો દારૂ૦
મહુડા ને નાગો કરનારા, પીનારાની લાજ લેનારા.
નાણું બળ બુદ્ધી હરનારા, હવેતો દારૂ૦
વધારી વેર તે દીધા, ઘણાને ઘર વિના કીધા.
યુવાનોના જીવ તે લીધા, હવેતો દારૂ૦
મારી કંઇને મરાવ્યા છે, બાળ કંઇના રડાવ્યા છે.
ઘરો કંઇના ભમાવ્યા છે, હવેતો દારૂ૦
બાટલી બ્હેનને ત્યાગુ, ગલાશ ભાઇને પગે લાગુ
"બાલુ" બસ એટલું માગુ, હવેતો દારૂ૦

### ભજન ૨૯. (ગઝલ.)

હમારા યાર આશકને, હમારા દીલ ચુરાયા હૈ;
બની બે જાર માશુક એ, લગન એસા લગાયા હૈ.
શોચતી રાત ઓર દીનમે, પડે નહીં ચેન ખીનખીનમે;
દરદ ઐસા હુવા દીલમે, લગન એસા લગાયા હૈ-હમાર૦
ખસમકી પ્રીત હૈ મનમે, હકીમો કયા કરે ઉનમે
દીવાની ભઇ મે સુરતમે, નહી દીલદાર પાયા હૈ-હમાર૦
સુધ નહી ખાને પીનેકી, સ્વપ્નમે રૈન ભર રોતી,
બની બે હાલ સબ્યારી, બદન ઘાયલ બનાયા હૈ.
કદમકી રાહ દેખુ ગી, જીગર સારા બીતાઉંગી,
પીયાસી પીવ દરસનકી, હૃદય બાલુ હરાયા હૈ.

### ભજન ૩૦. (રાગ ગજલ.)

મનુષ્યા દેહ અણુમૂલી, સમય ઐસા નહિ આવે;
ખોલકે દેખ નજરોસે, બખત કૈસી બહી જાવે—ટેક.
મનુષ્યા જન્મકી એ દેહ, હેગી દેવકો દુર્લભ.
યત્ન કો આદરે નાહી, જીંદગી નીંદમે જાવે—મ૦
હાથ પાવ નેન નાશીંકા, દીયા બલ મન બુદ્ધીકા,
ચ્હાવે તૂ જીસ બસ્તુકો, વોહી પુર્વાર્થમે પાવે—મ૦
ઉઠ આલસ્ય કો ત્યાગી, બન હુશીયાર અબ ભાઈ
સુનેરી તક ચલી જાવે, ગઝલ 'બાલુ' વહી ગાવે—મ૦

### ભજન ૩૧. (પ્રેમ ગઝલ.)

અગર તુમસે ગુરૂ પુછુ, સરણુમે આપકી આયા—ટેક.
બેદ પુરાણ બહુ તેરે, પઢા ભાગવત ઔર ગીતા;

પાયા સ્વરૂપ નહી અપના, દેખ બીજા બીજા ભરમાયા—અ૦
પુન્ય દાનો પુન્ય પાઠો, ગુરૂ પડીત કો પુજે.
સભી મતલબ કે સાથી, ભેદ સચ્ચા ન બતલાયા—અ૦
ફીરા તીર્થો કીયા વૃતો, જપે બહુ જાપ ઔર નામા,
યજ્ઞ ઔર જોગકો કીના, તથાપી શાન્તિ નહી પાયા—અ૦
કટે જમ કાલકી ફાસા, મુઝે હૈ મોક્ષકી આસા
અરજ બાલુકી હૈ એહી, સરણુમે આપકી આયા—અ૦

ભજન ૩૨. ( ઉત્તર )

એ ભવ સાગર કે માહી, નામહે નાવ તરનેકા—ટેક
તીરથ વ્રતો ભજન દાનો, યજ્ઞ જપ તપ ઓર યોગો,
સભી સાધન હૈ પ્યારે, ચીતકી સુધી કરનેકા—એ૦
નીસફલ કર્મ કરનેસ, સુધ અત કરણ હોવે
ચીત સુદ્ધી બીના ભાઈ, નહી હૈ ગ્નાન ઠરનેકા—એ૦
બીજા બીજા મત દુનીયામે, હોય પાખડ સ્વારથકે,
ઉસીસે ક્યા પડી મતલબ, ભલે હોય પેટ ભરનેકા—એ૦
ભઇ જાગ્રત દસા જીનકી, કરે સાર્થક ઓ અપના
ગુરૂસે કાર્ય સરનેકા, સદા સત સગ કરનેકા—એ૦

ભજન ૩૩.

( તારી કાયા નગરમારે, ચોર ચોરી કરેછે છાના—એ રાગ )
નગરને કરે નમાલુરે, મન મંદમતી મહારાજા—ટેક
દેહ દેશનો અમલ રાજા, તેનો અમલ નત્ર ચાલે—ગુરૂજી તેનો૦
આત્મ સેનની સત્તા લુટાવી, મન સહેનસાહ મ્હાલે—નગર૦
રજો તમોમા રાજમ ચલાવે, સત પથને સતાપે—ગુરૂજી સત૦

કુડા કાયદા રચી કોરટમા, અવળા ઇન્સાફ આપે—નગર૦
અધીકારી માહી ઇંદ્રીઓને, સ્વાદ લાગે સારા—ગુરૂજી સ્વાદ૦
'હાજીહા'નો મંત્ર ભણીને, રાયને વસ ર્હેનારા—નગર૦
વીષય વેપારી પરદેશ ફેરી, વસ્તુને લાવનારા—ગુરૂજી વસ્તુ૦
પ્રકૃતી પ્રજાને પીડી, આત્મ ધન હરનારા—નગર૦
વ્હેમ વડીનો બહુ વગે બાડી, કુસપ ઝગડા ફગાવે—ગુરૂજી કુસપ૦
જુના જીવનમા લાભ પડીતો, નવુ જીવન ના લાવે—નગર૦
સીયળ સંતોષ વૈરાગ વીચાર, આ નગરના નેતા—ગુરૂજી આ ન૦
પ્રકાશના નવ પામે પુરા, રાયની જેલમા રહેતા—નગર૦
સત્યાગ્રહી સદગુરૂ પુન્ય, જન સમાજ જગાવે—ગુરૂજી જન૦
દાસ "બાલુ" કહે ધર્મ બજાવી, દેહ દેશ દીપાવે—નગર૦

## ભજન ૩૪. ( નાટક. )

કંપની ખુબ ચરી છેરે, મન મેનેજર મતવાલે—ટેક.
પુર્વારથને મારગ પળતા, સદગુરૂ મળીઆ શેઠ—ગુરૂજી સદગુરૂ૦
છાપ છાપે ને ટીકીટ આપે, થીએટરમા જાય ઠેઠ—કંપની૦
જ્ઞાન ગ્યાસનુ અતી અજવાળુ, વીજળીક પંખા વાય—ગુરૂજી વી૦
આવરણ પડદો ઉપડે તો, જાહેર ખેલ જણાય—કંપની૦
આત્મ તણા મહી એકટરો ઉભા, પચીસ ભજવ પાઠ—ગુરૂજી પચીસ૦
ગુણ કર્મની ગોઠવણીનો, ઠીક મેળવ્યો ઠાઠ—કંપની૦
નાભી કમળથી નીકળે, સોહમ વાજાનો સાદ—ગુરૂજી સોહમ૦
ગગન મંડળમા જઇને ગરજે, નામ નીરધાનો નાદ—કંપની૦
દેહી વિદેહી ફ્રાપસીન પડતા, નાટક નવ નીરખાય—ગુરૂજી નાટક૦
દાસ "બાલુ" સદગુરૂ પ્રતાપે, આનંદ ઉરમા થાય—કંપની૦

## ભજન ૩૫. ( મીલ )

મીલને ઠીક ચલાવોરે, મન શાહેબજી મારા—ટેક
ખોજ કરીને ખાતા તપાસો, કેવુ મજુર કામ કરે—કેવુ૦
તર્ક વિતર્ક ઉપરીઓ, બાહાર ફરતા ન ફરે—મીલ૦
તોલ તપાસો રીપોટ વાચો, ગુણુ ગુણાકાર લાવો—ગુણુ૦
બાદ બાકીને બાદ કરીને, સત સરવાળો લાવો—મીલ૦
માલ કહાડો ભલાઇનાને સલીખ નીતી રાખો—સલીખ૦
શરીર મજુરને સભાળો, નીર્દય નવ કરી નાખો—મીલ૦
આતમચદ એજટને, નફો અપાવો સારા—નફો૦
પુરૂષાર્થનો પગાર મેળવો, દાસ "બાલુ" મન મારા—મીલ૦

## ભજન ૩૬. ( સભા. )

સભા બહુ સારી ભરીછે રે, જેના પ્રમુખ પરમેશ્વર; ટેક
ઉપ પ્રમુખ આતમલાલનો, લક્ષ લખે છે લેખ લક્ષ,
ચુટી કહાડેલા ચાર જણાની, નીમી કમીટી એક, સભા.
દસ વાયુ દસ ઇદ્રીઆને, પાચ તત્વો માહી પેહા પાચ,
પચીસ પ્રકૃતી ચૌદ દેવતા, સભાસદો થઈ બેઠા સ.
ભજન રૂપી ભાષણ કરવા, શ્વાસ ઉસાસા ઉઠે શ્વાસ;
નાભી કમળથી લાગણીના, સોહગ શબ્દો છુટે; સભા
કામ ક્રોધ મદ લોભને હકાર, વીરધ મત એ પાડે વીરવ,
પુરા ગુરૂના વાલીંટરો, ઝડપ ઝાલી બાહાર કાઢે, સભા.
હાર તોરા હરી હેતના એ, મેળાવડાની માય મેળા,
દાસ બાલુ સદગુરૂ પ્રતાપે, સભા પછી વીખરાય સ,

### ભજન ૩૭.

મોહમાં નવ ફસાઇએરે, ગુણના ગ્રાહક થઇએરે, ટેક.
અતી સ્વાદી ખાખો છે પણ, તનમા રોગ વધારે—તન૦
કડવો લાગે લીંબડો પણ, સર્વે રોગ મહારે—મોહમા૦
ઘરની નારી રહેતી સાદી, સાહાય કથને દેતી—સાહાય૦
વેશ્યા બહુ સણગાર સજે પણ, ધર્મ ધન હરી લેતી—મોહમા૦
સફાઇદાર મખમલના કપડા, કીંમત મોટી થાય—કીંમત૦
ભલે ખાદી હોય ખડબચડી પણ, લાભ ઘણા તેની માય–મોહમા૦
મત વચન હોય તીર સરીખા, વાગે રૂદીયા માય વા;
દાસ 'બાલુ" સદગુરૂ પ્રતાપે, ભવસાગર તરાય, મોહ.

### ભજન ૩૮.

દુઃખમાં હીમ્મત ધરજોરે, દુનીયાથી નવ ડરશોરે, ટેક.
રામચંદ્રને શ્રીકૃષ્ણને, દુઃખ અસુરે દીધા, દુઃખ.
હીમ્મતથી રાવણ કંસ હણીને, ધર્મ સ્થાપન કીધા; દુ.
ગૌત્તમ બુધે દાણા દુઃખ વેઠયા, છતા હીમ્મત ન હાર્યો છ
બોધ ધર્મ બ્હોળો જેણે, પૃથ્વી માહી પસાર્યો, દુઃખ
યાહુદીઓએ ઇસુને, જડી સ્થંભે મારી નાખ્યો જ,
પાછળથી હવે પુજી રહ્યો છે, યુરોપનો દેશ આખો, દુ
ગ્રીકનો સોક્રેટીશ ગ્નાની, ઝેર પીવાડી જેને માર્યો ઝે,
મોટાઇની વીરૂધ હતો પણ, યુવક પક્ષ ઉધાર્યો, દુઃખ
મહમદે જ્યારે નીકો પઢાયો, ખતીજા સગે ખાતે—ગુરૂ૦
મુસલમાનો વિરૂદ્ધ હતા પણ, સહુ માને હવે સાથે–દુખ૦
પ્રથમ નીંદે પાછળ વંદે, એ જગતનો ધારો—ગુરૂ૦

દાસ "બલુ" સત્યના દુઃખથી, હીમ્મત કદી નવ હારો—દુખ૦

## ભજન ૩૯.

કાળ શુ કરશે તેનેરે, પુરા ગુરૂ મળીઆ જેનેરે—ટેક
મન મછલી ગઇ ઉંડા જળમા, આવે નહિ એ આરે—
ગુરૂજી માગ આવે ન
જાળ વાસના પ્હોચે નહિ તેને, ઢીમર કેમ કરી મારે—કાળ૦
દુઃખ દાયક કાળો કાયદો, નીતીને શુ નડે—ગુરૂ૦
બીન આરોપીને રસ્તે જાતા, પોલીસ નહી પકડે—કાળ૦
નર્કને વૈતરણી નદીમા, પાપી બુડી મરે—ગુ૦
સત્ય ધર્મ બજાવ્યો તેને, જમ કીંકર શુ કરે—કાળ૦
ભૂત ભવિષ્ય વર્તમાન કેરા, ત્રીતાપો નવ તાપે—ગુરૂ૦
દાસ "બાલુ" 'સતગુરૂ' પ્રતાપે, કાળ કદી નવ વ્યાપે—કાળ૦

## ભજન ૪૦.

વિષયમા જે ખેચાયારે, જીવ તે બહુ પસ્તાયારે—ટેક.
કામાધીન થઇ સ્પર્શ કરવા, ધસીને હસ્તી ધાયો—
ગુ જી મારા ધસીને
ભૂલવણીથી પડયો ખાડમા, બધનથી બધાયો—વિષય૦
મોહ શબ્દમા મૃગલા તે, પારધીને વસ હુવા—ગુરૂ૦
પતગ દીપક માહ્ય પડીને, ભસ્મ થઇ બળી મુવા—વિષય૦
મીન રસ આધીન થઈને, જાળ માહી ઝપલાયા—ગુરૂ૦
સુગધ વસ બનીને પેલા, ભમર કમળ લપટાયા—વિષય૦
પાચેમા જે સાથે પડીયા, કહો ગતી શી ? થાય—ગુરૂ૦
દાસ "બાલુ" કહે નડે નહિજો, નીતીથી વપરાય—વિષય૦

## ભજન ૪૧.

( કાણાને કાણુ કહીયે તો લાગે કડવું–એ રાગ. )

જીવન નાવડુ જાતું, ભરદરીયે જીવન નાવડુ જાતું—ટેક
પચ તત્વનુ નાવડુ બનાવ્યુને માયા જળમાં મુકાતું,
વાયુના વેગે ને જળના તરંગે દોડતું ડોલા ખાતુ—ભર૦
દ્રવ્ય કેરૂ બદર દેખી ધસીને મ્હાસુ ધાતુ,
એવામા ભોગનું બદર ભાળી પાછું વળી પલટાતુ—ભર૦
જળને માર્ગે જોડાતુ ને વળી એવામા શુ થાતુ,
કીર્તી બદર કાને સુણ્યુ તો ત્યા જાવા લલચાતુ—ભર૦
દુખ ખરાબાની ટક્કરો ખાતુ મનમા અતીશે મુઝાતુ,
સત્યનુ બદર સુઝે નહિને આમ તેમ રહે અથડાતુ—ભર૦
હલેસાથી પણ હાલે નહિ જ્યારે રોગ વધ મોજે ઘેરાતુ,
દાસ "બાલુ" કહે ખાગ્વા વિનાતુ દરીયાની વચમા ડુબાતુ—ભર૦

## ભજન ૪૨.

જીવન સફળ થઇ જાતુ, ગુરૂ સગે જીવન સફળ થઈ જાતું—ટેક.
બાળક ચાલતા બાપાની સાથે, નથી ચીંતાતુર થાતું,
દુશ્મનથી એ ડરતુ નથી, એ પોતે રહે મલકાતુ—ગુરૂ૦
આગગાડીમા બેસે ઉતારૂ, મનમા નથીરે મુઝાતુ,
એનજીન ઉપર આધાર એનો છે, મુકામે ઠેઠ પ્હોચાતુ—ગુરૂ૦
પતીવ્રતા પ્હોઢે પીયુની સાથે, શરીર આખુ સોપાતુ,
ભય મર્યાદ ત્યા ભાસે નહિ, એવુ નીર્ભયનું બાધ્યુ નાતુ—ગુરૂ૦
જીવન દોરી જગજીવન હાથે, હુકમથી પાદડુ હલાતુ,
દાસ 'બાલુ' સદગુરૂની સગે, ખોળ્યુ અસલનુ ખાતુ—ગુરૂ૦

## ભજન ૪૩

સત્ય ગુરૂ શુ તારે, મુગ્ખને, સત્ય ગુરૂ શુ તારે ? ટેક
વાસ નગીમા ફુક મારીયે, પણ નીકળે આન્મપારે
વરસાદથી વનસ્પતી ખીલે, પણ પત્થર ન પલળે લગારે—મુ૦
માતા બાળકને પય પાન કરાવે, પણ મુર્ખુ ઉરે દાત મારે,
સૂર્ય પ્રકાશને દેખે નહિને, ઘુવડ રીઝે અધારે—મુ૦
સ્નાન પાનથી શીતળ બને, જે આવે સરીતા આરે,
ડુબકી મારી બગલો ડુબે પણ મુખથી માછલા મારે—મુ૦
મધ ઘડા પર માખી બેસે, પણ ઠરે નહિં તે ઠારે,
ઉડી જતી મડાસની પાસે, પડે વિષ્ટામા વારવારે—મુ૦
સત શબ્દ ને શઠ નવ માને, વિષયમા વળખા મારે,
"બાલુ" કહે ભલે ગુરૂ મળે, પણ ભોગવે ખાણી ચારે—મુ૦

## ભજન ૪૪.

પાખડ પાર નથી પડતુ, કદાપી. પાખડ પાર નથી પડતુ—ટેક
ચીત્રામણ ના ઉંદર ઉપર, મ ઝાર નથી ફાળ ભરતુ,
મહોરમ કેગ વાઘને દેખી, બકરૂ જરા નથી ડરતુ—કદાપી૦
સિંહનુ ચામડુ પ્હેરીને, ઘેટુ કુદે એ પેંતરા ભરતુ,
ભોપાળુ આખર જાહેર થાતુ જ્યારે, ચામડુ નીકળી પડતુ—કદાપી૦
કાગળ કેરી ફુલવાડીમા, ભ્રમર આવી નથી ઠરતુ,
બાજીગર બહુ નાણુ બનાવે, પણ તેથી કાગ્જ ન સરતુ—કદાપી૦
રાજા બનીને આવે ભવૈયો, છતા નથી કોઇ ડરતુ,
જોવા બેઠેલા જનમાથી, તેને કોઇએ સલામ નથી ભરતુ,—કદાપી

પાખંડીના આડંબરોનુ, ખાતુ નથી સુધરતુ,
દાસ 'બાનુ' કહે ચાલે ખરૂ, પણ આખર પોગળ ઉઘડતુ—કદાપી૦

### ભજન ૪૫. (મન)

ન્યાલ કીયો સદ્દગુરૂએ મુને બ્હોત ન્યાલ કીયો—એ રાગ.

નીશદીન દોડતુ ફરે, મન માંકલડુ આ નીસદીનં દોડતુ ફરે—ટેક.
માંકડાની ટેવજ એવી, કુદમ કુદા કરવા જેવી,
નીશા કરી અફીણુની અરે, મન માંકલડુ આ૦
અજ્ઞાન કેરૂ અફીણુ ખાધુ, રગે રગે ઝેરજ વાધ્યુ,
વિષય વિંછી ચટકા ભરે, મન માંકલડુ આ૦
ઓલી ડાળી પેલી ડાળી, દોડે સદા ફળને ભાળી.
લાંબી લાંબી ફાળો ભરે, મન માંકલડુ આ૦
'બાલુ' કળા સંતો પાસે, ચડાવી દે તેને વાસે,
સદાયે ચઢે ને ઉતરે, મન માંકલડુ આ૦

### ભજન ૪૬.

વાદ વિવાદો વદે, વડેલા જીવો વાદ વિવાદો વદે ટેક.
સંતોની સનમુખ અડતા, નીંદાને હાસી કરતા
ડહાપણ ડોળતા બધે, વડેલા૦
પ્રેમ વિના પ્રશ્નો પુછે, ઇશ્વરનુ સ્વરૂપ શુ છે ?
બોલવુ નવ કોઇનુ બદે, વડેલા૦
નીર્ગુણ સીર્ગુણની લતમા, તાણા વાણા કરતા મતમા
ગુણ નવ ધરતા હદયે, વડેલા૦
ભક્ત તણા નામો ધરતા, અનીતીના કામો કરતા.
ઇશ્વરથી ડરે નહિ હ્રદયે, વડેલા૦

ધર્મ ભલેને હોય જુજવા, પણ વીવાદોને તજવા
દાસ 'બાલુ' નમીને વદે, વઢેલા૦

## ભજન ૪૭

મોહી ગયા છે મદમા, અજ્ઞાની અધા મોહી ગયા છે મદમા ટેક.
ગાવણ કુંભ કરણ દુર્યોધન, શીશુપાળ કંસ જરાસંધ
હારી ગયા હું પદમા, અજ્ઞાની૦
કુળ કુટુંબ કીર્તી મોઢી, કમાણીની આવક દોઢી.
તેનો ગુમાન ઘટમા, અજ્ઞાની૦
કળા ચતુરાઈ બહુ જાણે, યુક્તી પ્રયુક્તી આણે
પેશી રહ્યો ખટપટમા, અજ્ઞાની૦
'બાલુ' કુપ મીંડક એ'વા, ગુણ્ગ કેગ જતુ જે'વા
સમજે શું એ હદમા, અજ્ઞાની૦

## ભજન ૪૮.

અજર અમરપદ એ, શુ જાણે અધો–અજર અમરપદ એ ટેક.
અકળ કળા અવિનાશી, સ્વરૂપે સ્વયમ પ્રકાશી.
વેદ પાર વસ્તુ રહી છે, શુ જાણે૦
વિધ્યાઓ ન પ્હોચી શકતી, અટકતી ત્યા મુક્તિ ભક્તિ
દેશ, કાળ, ત્યા દૂર રહે, શુ જાણે૦
માયાતીત માયા વાળો, ગુણાતીત ને ગુણવાળો.
કર્તા અ કર્તા પોતે, શુ જાણે૦
દાસ 'બાલુ' પામર પ્રાણી, શકે કેમ તેને જાણી ?
નામ રૂપ ગુણ નથી તે, શુ જાણે૦

### ભજન ૪૯

( ભક્તી બ્રહ્મની કરી લેને પ્રાણી એ રાગ. )

પેટ વેરાગી ફરે જગતમા, ભેદ વિના મગે ભટકીજી
કહેણી કહેતા રહેણી ન રહેતા, લાલચમા ગયા લપટીજી, ટેક
ગાન તાનમા ગાય વગાડે, તમ્બુરાનું વાજુજી
રાગ રંગથી લોક રીઝાવે, જાણે દ્રવ્ય મળે ઝાઝુજી, પેટ૦
કલ્પનાની દંત કથાઓ, ગાતા રાગજ તાણીજી
સર્વે લોકો સુણવા, આવે બાવાજીની વાણીજી, પેટ૦
ગોપીચંદ ભતૃહરી રાગે ગાય, વૈરાગ્ય વિનાનાજી
ઓળખે નહિં એક અક્ષરને, નીંદે પુસ્તક પાનાજી, પેટ૦
શીવજી ભીલડીના સંવાદો, કૃષ્ણ ગોપી કેરાજી
વાસનામા વિષય વખાણે, નર નારીના સને'ડાજી, પેટ૦
નરસિંહ મ્હેતા ગમાપિરના, મામેરા બહુ કહેતાજી.
બ્હેનને પોતેતો સાલ્લો કદી નહી લેનાજી, પેટ૦
તન મન ધન અરપ્યાની, વાતો જેશળ તોળીની કહેતાજી.
પોતે તો સંતોની સાથે, સદાય રૂશણે રહેતાજી, પેટ૦
માથ મદિરાનો અહાર કરેને, સાચા સતને લજવેજી
દાસ 'બાલુ' કહે વિરલા નર, કોઇ ભેખ મતનો ભજવેજી, પેટ૦

### ભજન ૫૦.

ન્યાયકારી નારાયણ નિશ્ચે, માપ સકળના માપેજી
પાપ પુન્યના પરગટ બદલા, અતરયામી આપેજી, ટેક
અધારાને અજવાળામા, જન કાર્ય જોઇ રહેતાજી
ભોળા સાથે ભોળા થાતા, 'શઠ'ને શિક્ષા દેતાજી, ન્યાય૦

અધર્મ વર્તેને જ્ઞાન કથે, ઇઇ છેતરતા છબીલાનેજી.
પણ પલપલમા બદલો પામે, પામર નવ પિછાનેજી, ન્યાય૦
ન્યાયનો કાટો ગજ કાતર લઈ, વિશ્વમા એ વ્યાપેજી.
દાસ "બાલુ" કહે સદા સર્વદા, ઈન્સાફો હરી આપેજી, ન્યાય૦

## ભજન ૫૧.

જ્ઞાની મુર્ખના એક શરીરો, સુખ દુ ખ સરખા હોતાજી
જ્ઞાની વેઠે ધીરજથીને, મુરખ જનતો રોતાજી, ટેક
ભોગ ઇંદ્રીયો એક સરખી છે, પણ તેમા ફેર દીસેજી
કષ્ટની જ્ઞાની નવ ડરતા, ખળને ખેદ અતીસેજી, જ્ઞાની૦
જેમ ઉંદર પખી બે બેઠા, એવામાં દવ એક આવેજી
ચુ–ચુ કરતા ઉંદર મરતા, પખી ઉડી જાવેજી, જ્ઞાની૦
સુખ દુ ખ સકલ્પ ને વિકલ્પ, મુઢ કલપ્નાઓ કરતાજી.
દાસ "બાલુ" કહે જ્ઞાની જનતો, તેથી ન્યારા ફરતાજી, જ્ઞાની૦

## ભજન ૫૨.

જેની પાસે ધ્યેય હોય, બાઇ તેતો તે પરખાવેજી
પોત પોતાનો ધ્યેય બતાવી, સધરવા સમજાવેજી, ટેક.
પાપી પણ સંતોની પાસે, જાતા શાન્તિ પાવેજી
બ્રહ્મચારી પણ વેશ્યા પાસે, જાયતો જરૂર ફસાવેજી, જ૦
કંદોઇની દુકાન થકી, મીષ્ટાન મળે બહુ સારૂજી.
અગ્નિવાળો અગ્નિ આપે, કલાલ આપે દારૂજી, જ૦
બાવળ છાયે બેસસેતે, કટકથી પીડાશેજી
પ્રેમ સુગધી પામશે જે, જાશે ચદન પાસેજી, જ૦

સર્પ વીંછી સતને પણ, ઝેરજ તે •રશાવેજી
ચન્દ્ર દઇ પ્રકાશ સર્પપર, સીતળતા વરસાવેજી, જ૦
જીવન માહે જે જે ઉતરે, તે તે બોધજ લઇએજી.
દાસ 'બાલુ' કહે સર્વેમાથી, સાર સદા ગ્રહરીએજી, જ૦

ભજન ૫૩. •

ત્રીતાપ–વર્ણન. ( અધ્યાત્મ )

અધ્યાત્મના તાપ અહોનિશ, તેમા જીવ તપાતાજી
શરીર કેરા સવે વ્યાધી, જે જે દુ ખો થાતાજી—ટેક
આધા શીશી આખ ઝામરવા, અધ્યાત્મના દુ ખોજી
સણકા સોજો વાયુ ગોળો, ચાલે પેટમા ચુ કોજી, અ૦
રોગ ભગદર તાવ જવરને, દર્દ ખામી દમનાજી
ગડ ગુમડને ખસ ખરજવા, સર્વે અધ્યાત્મનાજી, અ૦
જે જે અગમા ઉપજી, આવે સહુ અધ્યાત્મ કહાવેજી
દાસ 'બાલુ' કહે સદગુરૂ દાતા, ત્રીવીધી તાપ હટાવેજી, અ૦

ભજન ૫૪ ( અધીભુત. )

અધીભુતના દુ ખ અતિશે, જીવ હમેશા જળતાજી
બહીર દુ ખની કરે કલ્પના, બહુ પ્રકારે બળતાજી—ટેક,
ભૂત પલીતનો ભય બહુ, બાસે દુશગનથી રહે ડગતાજી
ખુંદે જળ અગ્નીમા દાઝે, શસ્ત્ર વાગેને મરતાજી, અ૦
અણુ ચિંતવ્યા આઘાત બને ને, થાય અકસ્માતોજી
પ્રાણી જતુ મનુષ્ય પીડે, અધીભૂત કહેવાતોજી, અ૦
અગણીત દુ ખો અધીભૂતના, કહેતા પાર ન આવેજી
દાસ "બાલુ" કહે સતગુરૂ દાતા, ત્રીવીધી તાપ હટાવેજી, અ૦

## ભજન ૫૫ ( અધીદૈવ )

અધીદૈવની અતી ઉપાધી, જીવ રહ્યો માંહી ઝખેજી
'હું' મારૂની કરે કલ્પના, મનના દુખો ડખેજી, ટેક
મારૂ મારૂ કહીને મરતો, કોઇ નવ આવે સાથેજી
નાસ્તીક થઇ અધર્મ આચરી, જાતો જમને હાથેજી, અ૦
મરણ સમે આવી જમ ઝાલે, ફાંસ ગળામા ઘાલેજી
ધસડતા જમપુરી ચાલે, મારે મુગદળ ભાલેજી, અ૦
વૈતરણીના દુખજ વસમા, ધીકતા સ્થંભે બઝાડેજી.
જતુવાળા નર્ક કુડમા, દુર્ગંધીમા ડુમાડે જી, અ૦
વૃક્ષ સાથે ઉંચે બાંધે, નીચે અગ્ની ધીકાવેજી
ત્રાંબા વર્ણી તમ ભુમી, તેમા જમ ચલાવેજી, અ૦
કુંભી પાકને રૌ, રૌ, નર્કો, અધીદેવમા આવેજી
દાસ "બાલુ" કહે સદગુરૂ દાતા, ત્રીવીધી તાપ હડાવેજી, અ૦

## ભજન ૫૬ ( ભારત દેશ )

( ભજન કરી લ્યો ભાવેરે ભવ ભટકણુ ભાગે એ રાગ. )
રૂડો દેશ હમારોરે, ભલી ભારત માતા
આનંદ ઉછળે ઉરેરે, ગુણ તારા ગાતા, ટેક.
અઢાર ભાર વનસ્પતીરે, ફળ ફુલ બહુ ફાલે
પાક અનાજનો પાકેરે, લોકો સુખમા મ્હાલે, રૂડો૦
જવાળા મુખીનો ભય નહીરે, શીત ઝાઝી ન સાલે
ખાદીથી રહે આબાદીરે, કોઇ ન્હા વિણ ચાલે, રૂડો૦
અડચણ વિના અહીંસારે, પુરો ધર્મ પળાતો.
માસ મદિરાનો ખોરાકરે, જ્યા ભ્રષ્ટ મનાતો; રૂડો૦

વૈરાગ્યવાળી ભુમીરે, ઋષિ મુનીની ગેરૂ
જ્ઞાન અધ્યાત્મ સાધનરે, જ્યા મોક્ષ કેરૂ, ૩ડો૦
"બાલુ" ભારત એ'વીરે, ગુણ ઝાઝા જે'ના
જનમ્યુ જે આ દેશેરે, ધન્ય ભાગ્ય તે'ના, ૩ડો૦

## ભજન ૫૭. ( ગુરૂવંદન )

નમુ નમુ સદગુરૂનેરે, જે'ના ગુણ અતિશે
ચરણ ગુરૂના વંદુરે, રજ ચડાવું શીષે, ટેક.
પારસ લોહને પરસેરે, તેનુ કંચન થાવે
સદગુરૂ શીષ્યોનેરે, નીજ રૂપ બનાવે, નમુ૦
જન્મ મરણનુ જોખમરે, ગુરુ સ્હેજે નિવારે.
સંશય શોક હણીનેરે, ભવસાગર તારે, નમુ૦
કલ્પતરૂ કામ ધેનુરે, સુર ચંદ્ર જેવા
દૂર કરે ત્રીતાપોરે, શ્રી સતગુરૂ 'દેવા', નમુ૦
જળ ભરી નીજ ચાંચેરે, જેમ પક્ષી જાતા.
માળામા લાવીનેરે, બચ્ચાને પાતા; નમુ૦
જ્ઞાન સાગરથી લાવીરે, એમ સદગુરૂ આપે
અમૃત બુંદ પીવાડીરે, ઘટ ભીતર સ્થાપે, નમુ૦
ગુણ અપાર ગુરૂનારે, કોણ શકે વિસ્તારી !
"બાલુ" ને આસરો મ્હોટોરે, સદગુરૂનો ભારી, નમુ૦

## ભજન ૫૮. ( કાળ )

કાળ તણો ભય સહુનેરે, મ્હોટો છે માથે
સુખ સંપતી વૈભવરે, આવે નહિ સાથે—ટેક.
ઇંદ્ર કુબેરથી અદકારે, હોય ભોગ ભલેરા.

પણ તેવી સહુ થાતારે, અતે આયેગ—કાળ૦
અમીરને ઉમરાવરે, શેઠ સરદાર શ્યાણા.
માયા મુકી જાવુરે, કોણુ રકને રાણા—કાળ૦
કાળ ઝપાટો જબરોરે, પળમા દે ઠેલી
દાસ 'બાલુ' કહે અતેરે, હરી-વિણુ નહિ બેલી—કાળ૦

ભજન ૫૯. ( માયા )

માયા લાગે મીઠીરે, મધ પુડા જે'વી
સર્પણુ હોય સુવ્રાળીરે, પણ ઝેરી કેવી ?—ટેક.
અગ્નીના તુખારારે, રગે હોય રાતા
પણ પીડા બહુ કરતારે, તેનો સ્પર્સ થાતા—માયા૦
દૂધ આકડા કેરૂરે, હોય સફેત સારૂ
પણ તે પીનારાનોરે, છે જીવ હરનારૂ—માયા૦
ગુલાબ કેરા પુષ્પોરે, સુદર લાગે છે
પણ તે લેવા જાતારે, કાટા વાગે છે—માયા૦
સ્વાદ અતિ માયાનોરે, બહુ લાગે પ્યારી
દાસ 'બાલુ' કહે અતેરે, તે કરતી ખુવારી—માયા૦

ભજન ૬૦.

( કહેવું શુ હવે તમને કા'ના એ રાગ. )

જનમીને શુ કીધુ તે જીવડા ? આયુષ્ય એળે ખોયોરે-જન્મી૦
જનની કુખે જન્મ ધરીને, કરતો પય પાન પેટ ભરીને.
માતા સગે ગેલ કરીને, હસ્યો રમ્યોને રોયોરે-જન્મી૦
યોવન માહે યુવતી વરીને, વિષયો સાથે પ્રિતી કરીને.
ઘર ધંધામા ઘેલો ફરીને, માયામા તુ મોહ્યોરે-જન્મી૦

વહુને દિકરા પરીવાર પામ્યો, જરને જોરે જસ બહુ જામ્યો.
વૃદ્ધ પણામા વાસનાએ દામ્યો, જુગ પતિને ન જોયોરે—જન્મી૦
બેઠો નહીં કદી સતની સાથે, જન્મ મરણનુ દુખ રાખ્યુ માથે.
દાસ 'બાલુ' કહે ગયો જમ હાથે, વૃથા જન્મ વગોવ્યોરે.—જન્મી૦

## ભજન ૫૯.

મનવા મારા વિનવું હું તુજને, માન શીખામણ મારીરે—મનવા૦ ટેક.
માયા નાટક મન તું મચવે, પાચ તત્વ માહી પાઠો બજવે
તું નાચી શીદ પોતાને લજવે ? થાતી હાસી તારીરે—મનવા૦
મીથ્યા માયા મૃગજળ ભાસે, નીર્થક ધાતુ નીરની આશે.
પસતાતું ત્યા જઇને પાસે, છાંટો ના મળે વારીરે—મનવા૦
ઇન્દ્ર વર્ણાં ફળને ભાળી, દોડી મરતૂ ડાળેડાળી.
બેસે નહિં કદી સંતોષવાળી, ખાલી થાતું ખ્વારીરે—મનવા૦
કુસુમ ન હોય આકાશે ક્યાહી ભાસે રૂપુ છીપમા ભાઈ.
મોતી ન મળે ઝાઝ્ઝા માહી, વ્યર્થ વાસના તારીરે—મનવા૦
સમજે નહિં કદી સતની સાને, કહ્યો વચન તું નવ ધરે કાને.
દાસ 'બાલુ' કહે કહ્યુ ન માને, અંતે રહેતું હારીરે—મનવા૦

## ભજન ૬૦

અપરાધી અવગુણી હું આપનો, આપ ચરણમા આવ્યોરે—અ૦ ટેક.
મેં'લો ઘેલો ભૂલકર્યો ભારે, વ્રત વચુલા ન કીધા લગારે.
તમ કૃપા વિણ કોણજ તારે, નથી હુ જ્ઞાને ગળાયોરે—અ૦
નથી હુ પંડીત વીધ્વાન પુરો, જશવાળો નથી દાતા શુરો.
જોગ જગનને તીર્થે અધૂરો, નથી હુ ગંગા ન્હાયોરે—અ૦
નીર્ધન ને તમ નામનું નાણું, શુ મુકુ હુ ભેટ નજરાણું ?

મત્ર જાપને અષ્ટક ન જાણું, નથી હુ જ્ઞાતા ડાહ્યોરે—અ૦
અવગુણી છે આસરે તમારે, પતીતને કોણ પાર ઉતારે
દાસ 'બાલુ' એક નામને આધારે, ગરીબ થઇ ગુણ ગાયોરે—અ૦

ભજન ૬૧

ઓધા મદીર આવજો હમારે, પીયુ તણી છુ પ્યાસીરે—ઓધા ટેક
ચકોરનુ ચીત ચોટયુ ગગનપે, જળ વિનાનુ જેમ માછલુ તલપે.
હરી વિના એમ હૈડુ કલ્પે, પુરો આશ અવિનાસીરે—ઓધા૦
તમ આવે મ્હારે થાય અજવાળુ, જોગ જગન તમ ચર્ણે ભાળુ.
જપ તપ તીરથ આપમા ન્યાળુ, કોટીક ગગા કાશીરે—ઓધા૦
ખાન પાન ભોજન નવ ભાવે, સુની સેજમા નીદ્રા ન આવે
આખ્યોથી આસુડા જાવે, દુખડા પામે દાસીરે—ઓધા૦
જીવણ વિના બધુ જીવન ખારૂ, વૈરાગણ થઈ ફરની ધારૂ
અલેક જગાવુ પીયુને પોકારૂ, આઠે પ્હોર ઉદાસીરે—ઓધા૦
મોહનજી મુજ મદીરે આવો, જાપ અજપા ઘટમા જપાવો
શ્વાસે શ્વાસે લીજીયે લ્હાવો, "બાલુ" છુટે ચોરાસીરે—ઓધા૦

ભજન ૬૨.

ઘાયલ હોય તે વેદના જાણે, અવર ન જાણે કોઇરે ઘાયલ૦ ટેક.
ચદન ભારો ખરશુ જાણે ? ફુલની વાસના પત્ર શુ માણે ?
ભેદ જાણ્યા વિણ રાગડા તાણે, ગાતા રાગમા મોહીરે—ઘાયલ૦
કુવારી શુ જાણે કથના શુખને વધ્યા શુ લહે પ્રસ્વના દુખને
અધો આરસીમા ભાળે ન મુખને, રોગી ને શી રસોઇરે—ઘાય૦
શાહરીયામા મોતી સારા, મરજીવા કોઈ તે લેનારા.
પારે ઉભા રહી જોનારા, તેતો રહેશે જોઇરે—ઘાયલ૦

શાસ્ત્ર વાંચેને સાર ન સુઝે, ભેખ ધર્યો પણ ભેદ ન બુઝે,
કુલટા નારી કથને ન પુજે, દ્રષ્ટી જે'ની દોછરે—ઘાયલ૦
ભેદ વચનને સાર ગુરૂ ગમનો, પાવે જે હોય પુરા કરમનો.
"બાલુ" બીજા મનુષ્ય જન્મનો, હીરો નાખતા ખોઈરે—ઘાયલ૦

### ભજન ૬૩. (રાગ માડ) (માયા રૂપ)

એ'ને કળી શકે નહિ કોઈ, એવી જાણો માયારે—ટેક.
સીનેમાના પુતળારે, કરતા ખેલ અપાર,
પણ તે'મા કોઈ સત્ય મળે નહી, છાયાનો પરકાર—એવી૦
ઝાકળના મુક્તાફળ ઝાઝા, ચળકે તેહ અપાર
લેવા જાતા હાથ ન લાગે, દર્પણમાનુ દેદાર—એવી૦
ધુમાડાની મુઠીયો ભરે, હાથ ન આવે લગાર,
જોગી વૈરાગીને ત્યાગી ભૂલ્યા, કોઇ ન નીકળ્યુ બ્હાર—એવી૦
કાયા ત્યા લગી માયા રહેવાની, પામે નહિ કોઈ પાર.
દાસ 'બાલુ' સદગુરૂ પ્રતાપે, સમજ્યેથી મળે સાર—એવી૦

### ભજન ૬૪.

જુવો સ્વર્ગ મૃત્યુ માહીરે, સુખ મ્હોટુ ભજનનુંરે—ટેક
નાટક ખેલો નીરખે ઝાઝા, નવા નવા ધરી નેહ,
હરીના રૂપમા દ્રષ્ટી નથીતો, અધ જાણો ભાઈ તેહરે—સુખ૦
બાગ બગીચાને બગલા મ્હોટા, લાખ કરોડ કમાય
પ્રભુ તણી નવ કીધી કમાણીતો, ભીક્ષુક માહી લેખાયરે—સુખ૦
સાયકલ મૉટર ટ્રેન સ્ટીમર, બ્લુન માહી બેસાય,
હરી તણી નવ મૉજ માણીતો, પેટુલીયા કહેવાયરે—સુખ૦
રાગને રાગણી વીધ વીધ ઝાઝા, વાજા વગાડી ગાય.

હરી તણા નવ ગુણ ગાયાતો, ગુણીકા ગાણુ ગણાવરે—સુખ૦
ખાનને પાનને માન અતિશે, આબરૂ ઝાઝી હોય,
હરી તણી મરજાદા લોપેતો, માયે જણ્યા જે'વા જોયરે—સુખ૦
દયા રાખેને પ્રભુ ભજે, ભલે ભોગવે અનેક સુખ
દાસ "બાલુ" કહે દેવ તે પોતે, ધન્ય માતાની કુખરે—સુખ૦

ભજન ૬૫

હરી ભજે તે પામે પારરે, નથી કુળ તણું કંઈ કામ—ટેક.
મૃગલીથી થયા એકલસીંગી, મહા મુની નીરધાર,
માછી થકી થયા વ્યાસ મુની, જેણે રચ્યા પુરાણ અઢારરે—નથી૦
વાલ્મીક મુની ભીલ જાતીના, નારદ દાસી તન
સજનો કસાઇ ગુણીકા જે'વા, તરી ગયા નીચ જનરે—નથી૦
કબીર જુલ્હો સવરી ભીલડી, ઢેડ તે ચોખા મેળ,
ચમાર તે રોહીદાસ હતા બધા ભકતોમા ગણાયેલરે—નથી૦
કુળ ઉંચુ કે નીચુ હશે પણ, જે'ણે ભજ્યા ધરી ભાવ
દાસ 'બાલુ' કહે તરી જશે, જેને નામનુ મળ્યુ નાવરે— નથી૦

ભજન ૬૬.

નથી નવા જુનાના નીમરે, સહુ લાભ મળે ત્યા જાય—ટેક.
કુપ ભલે કંઈ કાળનોરે, જળમા હોય જો ખાર,
નવા નળ કેરૂં નીર મીઠુ જોઇ, તે ભરશે સહુ નારરે—સહુ૦
જૂના વખતના વેદ થઇ, કદી દઈ ન કાઢી શકાય ! !
ડાકટર નવાની લેશે દવા, જો ગુણ હશે ત્હેની માહ્યરે—સહુ૦
ધર્મશાળા હોય અસલની, પણ સગવડ ન સચવાય.
તો તો મુસાફરો તેને તજીને, નવી હૉટલમા જાયરે—સહુ૦

જુને માર્ગે માનવી જાતા, ગામ અને પરગામ.
વી આવેલી આગગડી જોઇ, તજવા લાગ્યા તમામરે—સહુ૦
ઘુના ગુરૂમાં પોલમ પોલને, પાખંડ જો પરખાય,
ઇશ્વરનો નવ બોધ કરેતો, બેશક તેહ તજાયરે—સહુ૦
વા જૂનાના નીમ નથી, સત્ય સદા છડીદાર
દાસ "બાલુ" કહે ગુણીજનોતો, સમજી લેશે સારરે—સહુ૦

ભજન ૬૭.

કોણ કાળને કરે દુરરે સહુ માયા કેરા મજુર—ટેક
મરણ પથારીએ રોગી પડયો, જીવ્યાની આશા ઉર,૦
ઘણા જનોને ઘરના પુછે, દુખ કરો કોઇ દુરરે—સહુ૦
ભુવો આવી કહે ભુત પેઠુ છે, લાવો અડદ સીંદુર
ડાખલુ માડી ઉતાર કાઢુ, જાશે એ ઝોડ જરૂરરે—સહુ૦
જોશી કહે તમ કુળ દેવ્યાની, કીયામાં રહીછે કસુર,
ગ્રહોના દોષથી દુખ વધ્યુ છે, પુજાવો તે ભરપુરરે—સહુ૦
બાવો કહે તમે બાધા રાખો, નરસિંહ આપશે નુર.
પાટ મડાવો દુખડુ જાશે, રહેશે નહિ તલપુરરે—સહુ૦
વૈદ કહે એ વ્હેમજ ખોટા, જૂઠા જાણો જરૂર,
નાડી તણો આ રોગ થયો છે, દવાથી થાશે દુરરે—સહુ૦
ભુવા બાવાને વૈદને જોશી, ચારે થયા ચતુર.
જાણે નહી જે પોતાને પણ, કાળ કરે ચકચુરરે—સહુ૦

ભજન ૬૮

મન ઇંદ્રી વિષય દેવ, તેથી તુ છે ન્યારોરે—ટેક.
શ્રોત ઇંદ્રીનો વિષય છે શબ્દ, દેવ તેના દીગપાળ

રૂપ છે વિષય ચક્ષુ તણો ત્યા, સૂર્ય સદારખવાળ—તેથી૦
ઘ્રાણ ઇંદ્રીનો ગંધ વિષય છે, દેવ અશ્વિન કુમાર,
જીહ્વામા જળદેવ વસે, જ્યા રસ વિષય નિરધાર—તે૦થી
સ્પર્શ વિષયનો દેવ છે વાયુ, ત્વચા તણો તતખેવ
મુખ ઇંદ્રિમા અગ્નિ ઓપે, હાથના ઇંદ્ર દેવ—તેથી૦
મન તણો દેવ ચંદ્રજ કહીયે, બુદ્ધી વિધાતા હોય,
ચિતમા વાસુદેવ વસે છે, અહંકારે શીવ જોય—તેથી૦
ઇંદ્રી વિષયને દેવ શરીરના, અંતઃકરણ ચાર
દાસ "બાલુ" કહે વેખરી મધ્યમ, પશ્યતી પરાપાર—તેથી૦

## ભજન ૬૯. ( રાગ-રમેણી. )

સત્ય શબ્દ લહોરે મેરે ભાઇ, શબ્દ બીના કોઇ પાર ન પાઇ,
નાનક શંકરાચાર્ય સીધાયે, સત્ય શબ્દસે પાર પહુંચાયે, ટેક.
અરજૂન ઉદ્ધવ શબ્દકો ચિના, કૃષ્ણ મુરારીકુ સત્ય ગુરૂ કીના.
ભાણુ ત્રીકમ અરૂભારથી નિજારી, સત્ય શબ્દકો ઉરલીયા ધારી,
મહમ્મદ મુશા ઇશા મનસુરા, સત્ય સુકીતસે પાયે નૂરા
સંત મહન્ત ઓર રૂશી મુની ગ્યાની, સત્ય શબ્દસે ગુરૂ ગમજાની,
સત્ય શબ્દકો જો નહિ જાને, અતિ દુ:ખ પાવે ચોરાશીખાને.
જોગ જગન કરે કોટીક પુજા, સત્ય શબ્દ બિના તારે ન દુજા,
સપ્ત દ્વિપ નવ ખંડકે માહી, ઘટ ઘટ 'બાલુ' શબ્દ રહ્યા છાહી

## ભજન ૭૦.

આજ સખી મેરે લગન લિખાયે, સત્ય ગુરૂ સંગ મંગલ વરતાયે
ચિતકી ચુંદડી અંગ પર ઓઢી, પહેની કીયા કંગન જોડી,
મોક્ષકો મૉડ ધર્યો શીર ઉપર, હેતકા હીરદે હાર મનોહર.

સંતોષ શ્રીફળ હાથ ધરાઇ, પ્રેમ પ્રસાદી ગુરૂસે પાઇ;
દીલકા દીપક કીયા ઉજીયારા, ધ્યાનકા ધુપ અહોનીસ ધારા
બચનકી બુંદ પીયાજીને દીની, સુરતા સુહાગન સતકર લીની,
દાસ 'બાલુ' સત ગુરૂજીકો ચીના, પીયાજીકા ન્હાવ અહોનીસ લીના.

ભજન ૭૧.

આજ સખી ઉલટ અતી આઇ, સત્ય ગુરૂ કહાન પીયાજીકુ પાઇ.
નીકસી દેહાભીમાન ભૂવનમે, ગોકુલ તજ મીલ ગઇ મોહનસે;
દમ કદમ ચઢે કહાન કુમારા, સુશુમણા જુમના ઘાટજ સારા
તન બીંદરા બીન રાસરચાઇ, સોહંગ બંસરી ધુન મચાઇ;
સબ ગોપી એક ઠોરમે આઇ, બીજ ભિન્ન વૃતીકો એક મીલાઇ.
ઇંદ્ર દેવ દર્શન કો આયે, અપને પદકા ભાન ભૂલાયે,
સત્ય ગુરૂ 'દીનાનાથ' દયાલુ, પ્રેમ પીયુ સંગ ખેલત બાલુ'.

ભજન ૭૨. ( રાગ બનજારો )
શ્રીરામ ઉવાચ )

શ્રીરામ ગુરૂને ઉચ્ચારે, મ્હારી પ્રજાને દુઃખ બહુ ભારે. ટેક
પુન્ય પરસુ પડયા છે પુઠે, મ્હારી જાતીના હીતને લુટેરે,
ભૂમી નક્ષત્રી કરવી ધારે, મ્હારી૦
સત્રુ મ્હોટા મોટા મમ શીષે, મ્હારી પ્રજાને પીડે અતિષેરે
મ્હા અસુર બળીયા ભારે, મ્હારી૦
મ્હારા દેવ રૂપી દેશ બધું, ડૂબ્યા દુઃખ તણે ભવસિંધુરે,
હવે આવીને કોણ ઉગારે, મ્હારી૦
ગર્વ રાક્ષસો બહુ ત્રાડે, યજ્ઞ યોગ સુધારા તોડી પાડેરે.
સત્ય બળ અમારૂં સંહારે, મ્હારી૦

બની દુર્બળ દશા બહુ ભારી, બધી પ્રજા મ્હારી દુખીયારીરે;
'બાલુ' કેમ ઉતરે ભવ પારે, મ્હારી૦

### ભજન ૭૩ (વસીસ્ટ ઉવાચ)

કહે વષીષ્ટ સુણો ગુણુ ગામી, તમે રામ સકળના સ્વામી ટેક
તમે આદી આત્મારામ દેવા, બહુ કરે તમારી સેવારે,
રહે કાળ સદા શીર નામી, તમે૦
આતો માયા કરોળીઆની જાળી, તમે સિંહ રહ્યા શુ ભાળીરે.
મારો કુક મીથ્યા એતો જામી, તમે૦
ઝાકળ બીંદુ હોય ઝાઝા, નવ સૂર્ય ન્હાસે મૂકી માઝારે,
તમ ડરોછો શુ ભય પામી ? તમે૦
યત્ન આગળ નવ રહે વાધા, પુરૂષારથ હીમ્મત સાધોરે.
"બાલુ" કર્મ કરો નીસ્કામી, તમે૦

### ભજન ૭૪. (દેશ સેવા)

જે જગપતિને રહ્યો જાચી, તેણે દેશ શેવા કીધી સાચી ટેક
જ્હેણે નીતી વ્યહવાર સુધાર્યો, એક અધ્વૈત ઇશ્વર ધાર્યોરે,
રહ્યો નીરગુણુ પદમાં નાચી, તેણે૦
નથી વિષયતણું બહુ વ્યસન, ગાળે સાદુ સ્વદેશી જીવનરે
રહે રામ ભજનમા રાચી, તેણે૦
ભલે માસીક પેપર ન મગાવે, ભલે મોટા ગ્રંથો ન લાવેરે;
ગ્રહે સાર થોડુ ઘણું વાચી, તેણે૦
નવ જાહેર પ્રખ્યાત ભલે થાતો, ભલે વક્તામા હોય ન ગણાતોરે;
તેથી નથી કમાણી કઇ કાચી, તેણે૦
ઇશ્વરને હૃદયમા માની, કરી ભક્તી જેણે છાનીરે.
'બાલુ' તે હરીજનની હું દાસી, તેણે૦

## ભજન ૭૫

( રાગ ઓધવજીના સંદેશાનો )

સત્ય ગુરૂએ મને આપ્યું નાણું અતી ઘણું,
બેની ખજાનાનો ભારે મોંઘો માલજો.
કોહીનુરનો હીરો આપ્યો મુને હાથમાં,
કંગાલ હતો પણ ગુરુએ કીધો ન્યાલજો—સત્ય૦ ટેક.

વૈદ દવા આપીને ટાળે છે રોગને,
તેથી રોગીને થાય સરીરે સુખજો.
સદગુરુએ કરી શબ્દ દવા શોહામણી,
ટાળ્યું મ્હારૂં જન્મ મરણનું દુઃખજો—સત્ય૦

પારસ લોહને પરસીને કંચન કરે,
પણ તેથી તે નીજ સ્વરૂપે ન થાયજો,
સત્ય ગુરૂ કરે શીષ્યને પોતા સમો
જીવપણાનો ભેદ સમુળો જાયજો—સત્ય૦

સત વિના સહાયક નહિ ત્રીલોકમાં,
ક્રોડ આપું તોય બદલો નવ વળાયજો
રંક તણા દાતારે 'સત્યગુરૂ' દેવ છે,
પળ પળ વંદીને 'બાલુ' લાગે પાયજો—સત્ય૦

## ભજન ૭૬

સાસરીયે જઇ આવી હતો સાહેલડી,
શી રીતે કહું સ્વામી સુખની રીતજો—ટેક.

એ યેગ જાતારે નવો અનુભવ ઉઘડે
પન્ણી હોય તે જાણે પીયુની પ્રીતજો—સાસરીયે૦

કુટીલપણું ત્યા ચાલે નહિં હો બેનડી,
રહેવુ પડે ત્યા તો મર્યાદાની માયજો
ઢીંગલીઓના ખેલ નથી એ દેશમા,
ત્યાતો પીયુનુ પગ્ગટ રૂપ દર્સાયજો—સાસરીયે૦

પ્રેમ પીયુની સાથે પ્હોડી પલગમા
વર્ણી શકાય નહિં જીભ થકીએ વાતજો,
જ્યારે બ્હેની તૂ પણુ જાશે સાસરે
ત્યારે ભાગશે તારા મનની ભ્રાન્તજો—સાસરીયે૦

પચ વિષયના સુખો નથી ત્યા પ્હોચત,
રગ એવો રહે આનદ દીનને રાતજો.
"દાસ બાલુ" કહે સાભળ મ્હારી સુજની,
કહેવાય નહિ એ સાસરીયાની વાતજો—સાસરીયે૦

## ભજન ૭૭

( સરજનહારે જગમા સરજી—એ રાગ )

મુજ મુરખ પર મ્હેર કરોને, સતગુરૂ સરજન હાર—ટેક
ભવ સિંધુ માયા જળ ભરીયો, તેમા હું નીરભાગી પડીયો,
નામ તણું ગુરૂ નાવ કરીને, આપ કરો ઉદ્ધાર—મુજ૦
કામ ક્રોધ મદ મગર મ્હોટા, લ્હેરી તરગો ફીણુ ફીસોટા.
અનત જળમા જાઉં તણાતો, ગુરૂ ઉતારો પાર—મુજ૦
રાત્રી ઘોર ભયકર ભાસે, સુઝે નહિ કઇ પથ ચોપાસે,
સત સૂર્ય પ્રકાશ કરીને, ફીટાવી દયો અધકાર—મુજ૦

અધ્યાતમ અધીભૂત સતાવે, અધી દૈવાદી તાપ જળાવે.
ત્રિકૂટ રણમા કરી વિસામો, ઉતારો ભવનો ભાર-મુજ૦
પચ વિષયો પડીઆ મમ પુઠે, ઇંદ્રીયો આતમ ધન લૂટે,
ક્રોધ બાણથી મન ખુદ્દીને, મારો વચનનો માર-મુજ૦
પથ ગ્રથ અનત જગતમા, પોત પોતાના તાણે મતમા
દાસ 'બાલુ' પગ દયા કરીને, સત્ય બતાવો સાર-મુજ૦

## ભજન ૭૮

સુનો ગગનમે હરનીશ ગીડગીડ, બાજા બાજ રહા—ટેક
નાભી કમળમે શ્વાસા જાવે, શબ્દ સુરતી એક ઘર આવે,
રોમ રોમ રણંકારમે, એક નિરગુણ નાચ રહા--સુનો૦
ખટ ચક્રરમે ખેલે શ્વાસા, ત્રીકુટીમે હોય તમાસા
દમ કદમકી દોરમે, એક ઍખી ગાજ રહા--સુનો૦
અજ સોહ ગમે સુખમણા સોવે, જાપ અજ પા નીશદીન હોવે,
વેદ વાણીકી સાક્ષી પાઈ, તબ મનવા રાચ રહા--સુનો૦
જાગ્રત સ્વપ્ન સુક્ષોપતિ માહી, પ્રાત મધ્ય તીનો કાલ નાહી
દાસ 'બાલુ' કહે શબ્દ સદા, સદગુરૂ શીરતાજ રહા—સુનો૦

## ભજન ૭૯.

(છોડો હવેતો હદ થઇ ઓ હીંદુ મુસલમાન—એરાગ)
દુખ દર્દ ઉપાધી દેખી બદા, ફીકર શુ કરે ?
ભજ ભાવ ધરીને હરીને, સર્વે સંકટ હરે—ટેક.
ફળ ખાતો જે તૂ ચૂટી, તે આશા ડાળી તુટી
ખોરાક ગયો સહુ ખૂટી, તેથી ફીકર શુ કરે ?—દુખ૦
વાયુ સુસવાટે વાતો, તેથી દીવો નવ થાતો,

વારેને વારે ખૂલતો, તેથી ફીકર શું કરે ?—દુ ખ૦
દેખી બન્ધ દ્વારને રડતો, બહુ ઠેલમ ઠેલા કરતો
પણ દરવાજો ન ઉઘડતો; તેથી ફીકર શુ કરે ?—દુ ખ૦
મીઠા વચનો તુજ મનના, સુણતા પક્ષી વન વનના,
પલળે ન પથરા ઘરના, તેથી ફીકર શુ કરે ?—દુ ખ૦
ચિંતાઓ ફેંકી દેજે, કર્તવ્ય પરાયણ રહેજે
સદગુરૂને સોધી લેજે, 'બાલુ' ફીકર શા કરે ?—દુ ખ૦

## ભજન ૮૦.

બારે ભરોસો તમારો નથી, અવરનો આધાર.
તમ વિના ન મારો બેલી, આતો સ્વાર્થી સસાર—ટેક.
મુસાફર આવી આરે, બેસે નાવીક આધારે,
ભર દરીયે જઇને ડુબાડે, પછી પામે કેમ પાર ?—બારે૦
ઓળાવા લીધા સાથે, પછી ભય રહે નહિ માથે
વનમા જઇ લૂટે હાથે, પછી સુણે કોણ પોકાર—બારે૦
માતાને ખોળે પેઠુ, બાળક બીન ફીકર બેઠુ,
ઉચકે કે નાખે હેઠુ, તેને નથી દરકાર—બારે૦
દાન બધુ તમો દયાલુ, કર્તા હર્તા કૃપાળુ.
હુ નીર્માત માત્ર બાલુ, માથે તમારો મદાર—બારે૦

## ભજન ૮૧.

( અનુભવ તો નવ આયો ગાડુ, ગીત સમજ બીન ગાયો એ રાગ )
શુ દેહા અભીમાન લાવે, જો ચૈતન્ય સ્થુળ ચલાવે—ટેક.
હુ હું કરી હુંકાર કરે પણ, પડની ખબર ન પાવેરે.
છાતી ઠોકી મુછ મરડે પણ, હાથને હરી હલાવે—જો૦

હાથ હલાવે ચરણુ ચલાવે, લીંગે ભોગ કરાવેરે.
વાકે બોલે ગુદા થકી એ, મળનો ત્યાગ કરાવે—જો૦
શ્રોત સુણેને લોચન દેખે, નાક સુગંધ ઓળખાવેરે,
ત્વચા દ્વારા સ્પર્સ થાતો, જીભ્યા સ્વાદ જણાવે—જો૦
(પ્રાણ) ઉઠેને અપાન બેસે, કંઠે (ઉદાન) કહાવેરે
(સમાન) વાયુ નાભીમા રહી, ખાન પાન પચાવે—જો૦
(વ્યાન) શરીરે વ્યાપી રહેલો, રક્તને દોડાવેરે,
(કુર્મ) (કુકટ) (નાગ) (ધનજ્ય) (દેવદત) વાયુ કહાવે—જો૦
પંચ ભૂતનુ પુતળુ તૂ, હુંપદ શીદ ધરાવેરે
દાસ 'બાલુ' કહે ચૈતન્ય, ચલવે ભજતૂ તેને ભાવે—જો૦

## ભજન ૮૨.

ઉપજાવે વણસાવે, હરની કળા કળી નવ જાવે—ટેક.
રૂપ દેખીને ચક્ષુ ચોટે, બહીર વસ્તુ લાવેરે
ચરણ ઈંદ્રી કર્મ કરીને, રૂપનો નાશ કરાવે—હરી૦
શબ્દ વિષય આવે તેને, શ્રવણ ઇંદ્રી ગ્રહાવેરે;
કર્મ તેનુ મુખ કરીને, બાહેર વચન બોલાવે—હરી૦
ગંધ વિષય તે ઘ્રાણ કેરી, ઇંદ્રીમા તે આવેરે.
કર્મ કરીને ગુદા રહાડે, દુર્ગંધ દૂર કરાવે—હરી૦
ખટ રસ ભોજન પોતે ખાઇને, રસના બુંદ જમાવેરે;
ભોગ કર્મથી લીંગની વાટે, વીર્ય બના વહી જાવે—હરી૦
નામ રૂપ ને ગુણ તણુ જો, એમ રૂપાન્તર થાવેરે.
દાસ 'બાલુ' કહે અચળ પોતે, માયા ખેલ મચાવે—હરી૦

## ભજન ૮૩

જો અનુભવને અજવાળે, તું ત્રણે અવસ્થા પાળે—ટેક.
જાગ્રત અવસ્થા તારી કચેરી, ભૂપ રૂપ તું ભાળેરે
વીશ્વ કેરી ભીન્ન ભીન્ન વસ્તુ, નેત્ર રહી નીહાળે—તુ ત્રણે૦
સ્વપ્નના એકાન્ત મહેલે, કંઠ સ્થાને પધારેરે,
જાગ્રત કેરા વિચારોની, કરે કલ્પના તે કાળે—તુ ત્રણે૦
સુખાસન હૃદયમા આવી, અતર વૃતી વાળેરે
વિશ્રામ મ્હેલે વિશ્રામ લેવા, સુસુપતિ સંભાળે—તુ ત્રણે૦
ત્યા થકી તુ તુરીયા કેરા, ચઢતો ચોથે માળેરે,
ત્રણે મ્હેલ ને ત્યાથી દેખે, આત્માને અજવાળે—તુ ત્રણે૦
હમતા મમતા 'હું'ને મ્હારૂ, જ્ઞાન હીમાળે ગાળેરે
દાસ 'બાલુ' કહે રાય બનીસજો, નીજ સ્વરૂપને ન્યાળે—તુ ત્રણે૦

## ભજન ૮૪

મન બુદ્ધી ખેલ મચાવે, રે [1]નટ [2]નટની નાચ નચાવે—ટેક
દેહ મંદીરમા તું મ્હારાજા, તુજકો ખુશી કરાવેરે,
પ્રસન્નતા કી ખાતર તુઝકો, ભીન્ન ભીન્ન રૂપ દિખાવે—રે નટ૦
ઘડી ઘડી કે સ્વાગ બદલકે, તેરી આગે આવેરે
અનેક ચેષ્ટા કસરત કરકે, રાજા કોઈ રીઝાવે—રે નટ૦
દશ ઇંદ્રીયા નટકે નોકર, બાજા બહુતે બજાવેરે,
નટ નટનીકા જૈસા નુકતા, એમા તાલ મીલાવે—રે નટ૦
દેખન હારા તું નાચે તો, "બાલુ" માન ગુમાવેરે.
ધર્મ પુરવક હુકમ કરે તો, મૌજ અલૌકીક પાવે—રે નટ૦

---

૧. નટ—મન. ૨. નટની—બુદ્ધિ.

## ભજન ૮૫.

(મે જાણી પ્રભુ અકળ લીલા તમારી એ રાગ)

ભજન વિના નહિ કોઇ ભવમા ભારે—ટેક
થાળ ધરાવેને પુજા ચઢાવે, અહોનીશ આરતી ઉતારે.
એકાદશી અપવાસી રહી, ધૂપ દીપક તુળસીદળ લઇ;
વીધીઓ કરેરે વધારે, ભજન૦
મન કામનાઓ માટે કથાઓ કરાવે, સકલ્પ સીદ્ધી થવી ધારે.
રોગ દારીદ્ર વામે ભલે ઝાઝા પુત્ર પામે, અલખત અપર મપારે–ભ૦
ચોરાસી આસન બાધે, દેવને દેવી સાધે પુજે અનેક પ્રકારે;
મંત્રને અષ્ટક પઢતા, યોગને યજ્ઞ કરતા તીર્થ ફરે ધામ ચારે–ભ૦
ભજન વિના કોઈ ભય નવ ભાગે, ત્રીલોકે નત્ર તારે.
દાસ 'બાલુ' કહે સદગુરૂ મળે તો, સર્વે કામ સધારે–ભજન૦

## ભજન ૮૬

સ્થુળથીએ ન્યારો ખેલે નીર્ધાર—ટેક.
અસ્થીને ત્વચા નાડી, માસને રોમ એ, પૃથ્વી તણો પ્રકાર,
રક્તને પીત શુક્ર સ્વેદ, વિર્ય જળથી પામે વિસ્તાર—સ્થુળ૦
ક્ષુધા, પીપાસા, નીંદ્રા, કાન્તી, આળસ અગ્ની તણો આધાર.
ચલણુ, વલણુ, ધાવન, પ્રસારણુ, સકુચન, વાયુ તણા એ સાર—સ્થુળ૦
કામ, ક્રોધ, ભય, મોહ, જે ભાસે લોભ સુધા પ ચ સાર,
આકાશથી ભાઇ એતો ઉપન્યા, તારા રખે મત ધાર—સ્થુળ૦
સુક્ષ્મ સ્થુળને કારણુ કેરો, ભાસે નહિં તને ભાર.
દાસ 'બાલુ' કહે સતગુરૂ દાતા, પળમા ઉતારે ભવ પાર—સ્થુ૦

## ભજન ૮૭.

( પારસનો પ્રકાસ આ ઘટ ખોજેરે કોઇ એ રાગ ) (હિન્દી)

તીન ગુણકી પાર, નિરગુણ ન્યારારે કોઇ.
મન બુદ્ધીકી બ્હાર, નિરગુણ ન્યારારે કોઇ—ટેક.
સતો ગુણમે ભઈ મન બુદ્ધી, ચિત ઓર અહંકારા
ચૌદ દેવતા ઉપજે ઉનમે, રહેતે ઇંદ્રી દ્વારા—નિરગુણ૦
નેણ નાસીકા કર્ણ કહીયે, જીભ્યા ત્વચા જાની
પંચ વિષયકા ગ્નાન કરત હે, પંચે ઇંદ્રી ગ્નાની—નિરગુણ૦
હાથ પાઉ અરૂ મુખ ગુદાહે, લીંગ અંગ એક લહીયે,
કર્મ ઇંદ્રી કરમ કરત હે, રજોગુણકી કહીયે—નિરગુણ૦
તમો ગુણમે પૃથ્વી જળ હે, વાયુ તેજ આકાશા.
શબ્દ સપર્સ રૂપ ને રસ હે, ગંધ વિષય તમાસા—નિરગુણ૦
રજો ગુણસે બ્રહ્મા સરજે, સતો વિષ્ણુ પાળે,
તમો ગુણસે સંહાર કરતહે, શંકર મહા મતવાલે—નિરગુણ૦
દાસ 'બાલુ' સદગુરૂ પ્રતાપે, તીન ગુણ જગમાહી.
નિરગુણ સબસેં ન્યારા ખેલે, નામ રૂપ ગુણ નાહી—નિરગુણ૦

## ભજન ૮૮.

દેખો પંડ વિચાર, તત્વ ગ્નાની રે કોઈ;
નિરગુણ નીરાધાર, તત્વ ગ્નાની રે કોઈ.—ટેક
જાગ્રત અવસ્થા નેત્ર સ્થાને, વિશ્વ અભીમાન વાસા
અથર્વ વેદને વૈખરી વાણી, સમજો સ્થુળ તમાસા—તત્વ૦
સામ વેદને મધ્યમ વાણી, ઉનકા કંઠસ્થાના,
સુક્ષ્મ શરીરને સ્વપ્ન અવસ્થા, તેજસ હે અભીમાના—તત્વ૦

સુસુપતિને કારણુ શરીરા, વેદ યજુ નિરધારા.
પ્રાજ્ઞ અભિમાન વાણી પશ્યતી, હીરદે ઉનકા ઠારા—તત્વ૦
મોન સીખર મે મહા કારણુ હે, રૂગવેદ પરા વાણી,
શુદ્ધ સ્વરૂપે આનંદ સાક્ષી, તુર્યા અવસ્થા જાની—તત્વ૦
વાણી વેદ અભીમાન અવસ્થા, ચાર શરીર નિરધારા.
દાસ 'બાલુ' કહે સબ તત્વોસે, ચેતન ખેલે ન્યારા—તત્વ૦

## ભજન ૮૯. ( રાગ લાવણી. )

( અલખ નામ ધૂન લાગી ગગનસે—એ રાગ )

સત દ્વાપર ને ત્રેતા કળીયુગ, ચારે યુગમા એક હરી,
ઝાડ પ્હાડને એકજ રૂતુ, ફેર પડે નહિં લેશ જરી—ટેક.
ચારે યુગમા ચંદ સૂર્યનુ, એક અજવાળુ એક ગની
ભૂમી સમુદ્ર એકજ વાયુ, નભ માહે પણ ફેર નથી,
સત્ય યુગમા હતો સત્ય જમાનો, છતા સ્વર્ગે સહુ નવ જતા
જોરૂ જમીનના ઝઘડા થાતા, દાનવ દેવ લઢી મરતા,
સત્ય યુગમા સત્યવાદી હતા, પણ ધર્મી અધર્મી જીવ ર્‍હેતા.
કળયુગમા પણ એજ પ્રમાણે, પાપ પુન્ય ઑારી લેતા,
માટે સત્ય યુગ કળીયુગમા હરી, કર્મ પ્રમાણે ફળ દે છે
કળીયુગ નહિ આ *કર યુગ છે, જેને ફાવે તેવો કરી લેછે;
કળીયુગનો ભય નવ રાખેને, હરીજન તો હીમ્મત ધરતા
દાસ 'બાલુ' કહે કાળ નડે નહિં, જે જન ભક્તિ આદરતા,

## ભજન ૯૦.

મનુષ્યા દેહતો સફળ તેનો, જેણે ભક્તિ ઉર ધારી

* કર—જેવો કર એવો થશે.

સત બુદ્ધી સુઝી અંતરમા, તે વિરને વારી વારી, ટેક
વિષયોથી કંઇ મનને વાળ્યું, ખરચ ખોટાને ખાળ્યા.
સાદી જીંદગી ધરી સ્વદેશી, મોજ શોખ કંઇ એક ટાળ્યા;
દેશ જાતને ઇશ્વરની, જેણે સાચી સેવા સ્વીકારી
સત બુદ્ધી સુઝી અંતરમા, તે વીરને વારી વારી.
અનુકરણ જેણે કીધુ ધ્રુવનુ, પાખંડથી તે નવ ચળીયો.
નમ્રતા ને વીવેકથી જે જ્ઞાન હીમાળામા ગળીઓ
વ્હેમ ભરમના તાળા તુટયા, અનુભવની ઉઘડી બારી—સત૦
કુડી દ્રષ્ટી ટુટી જેનો, અંતર પડદો ખૂલી ગયો,
ઘોર રાત્રી ગઈ અંધારી, સતનો સૂર્ય ઉદય થયો
આવી જાગ્રતી ગઇ છે નીંદ્રા, ગુરૂ સંગે પ્રીતી ધારી—સત૦
ઝાકળ બીંદુ ચળકે ઝાઝા, પણ સુર્ય જેમ નવ ન્હાસે,
વા વાઝોટા દુ ખ વાદળમા, હીમ્મત રાખી નવ ત્રાસે
કર્તવ્ય નિષ્કામ બજાવે, ઢાલ ધીરજ કેરી ધારી,—સત૦
શક્તિના પ્રમાણે પોતે, બીજ ઉન્નતી ના વાવે.
ભાવીના અંકુર ખીલવા, બોધ બીંદુ વરસાવે,
ઇશ્વરનું સ્વરૂપ ખોળવા, ચટકી લાગી ચીનગારી—સત૦
સત મુનીની ધરતી જેણે, જાણી ભારત ભોમી છે.
વિષયને વ્યસનની વસ્તુ, બ્રહ્મ અગ્નિમા હોમી છે,
સફળ જન્મ તે તેનો કહીએ, દાસ 'બાલુ' જાય બલિહારી—સત૦

## ભજન ૯૧ ( માયા વિષે દ્રષ્ટાંત. )

વેદમ વ્યાસે એક પુસ્તક રચીને, જયમુનીને બતલાવ્યુ.
જયમુનીયે જોયુ તપાસી, એક કથન તેને નવ ભાવ્યુ, ટેક
હરીની માયા મહા બળવંતી, એહ વચન ચિત્તમા ખૂચ્યુ.

કેમ લખ્યુ એ અપ્રટીત વાક્ય, જઇ તેણે ગુરૂને પૂછ્યુ,
"હરીની માયા મહા બળવતી" એહ વચન કાઢી નાખો.
બાકી બીજુ સરસ લખ્યુ છે, ઉપયોગી છે ગ્રંથ આખો;
આપણુ તો ત્યાગી વૈરાગી, 'માયા' તે શુ કરનારી ?
ગુરૂ કહે મેં ઠીક લખ્યુ છે, બળવતી માયા ભારી.
જય મૂની નીજ આશ્રમ આવ્યા, ખેદ રહ્યો તેમના મનમા;
એવામા વાદળ ચઢી આવ્યુ, વરસાદ આવ્યો છે વનમા
થોડી વારે મેઘ રહ્યોને, સ્વચ્છ થયુ નભ મંડળમા,
જય મૂની આશ્રમથી ચાલી, ફરવા લાગ્યા જંગલમા.
ટપકતા એક તરૂની નીચે, બાળા ઉભેલી કોઇ ભાળી,
પલળેલા વસ્ત્રો છે અંગે, ઉભી ધ્રુજતી હાથ વાળી.
લજ્યા તાણી ઉભી છે નાગી, ટાઢ થકી બહુ દુઃખ પામે;
દુઃખી જાણી દયા મન આણી, ઋષી આવી ઉભા સ્હામે.
ઋષી કહે છે હે રાજ બાળા, તનયા સમ તુ છે મ્હારે;
નજીક છે આશ્રમ અહિં મ્હારો, ચાલ સંગ તું તો મારે.
ઋષિ સંગે ચાલી સુંદરી, આવ્યા પર્ણકુટી પાસે;
અગ્નિ કુંડે કહ્યુ તાપવા, જેથી શીત ઉડી જાશે.
ઋષી કહે બેટા વસ્ત્ર બદલતું, તવ તે અંદર ગઇ આથી;
મુની તણો છે ગરમ ધાબળો, તે લઇને પ્હેરવા લાગી.
ભીના વસ્ત્ર કહાડી, ધાબળો પહેરતા તે નવ ફાવ્યો.
જેમ તેમ કરી લાગી પ્હેરવા, એવામા વાયુ આવ્યો.
ઉડયો ધાબળો વાયુ થકીને, નગ્ન શરીર થયુ તેજ ઘડી;
સંકેલતા તે છુટી પડયોને, મુની તણી ત્યા દ્રષ્ટી પડી.
વસંત રૂતુ છે તે વેળા, પક્ષીને આનંદ થાતો;

પુષ્પ સુગંધી ફૂલ નવ રંગી, વળી શીતળ વાયુ વાતો
શરીરના જે શુભ ભાગો, ઘડી ઘડી ખૂલ્લા થાતા,
બહાર બેઠેલા જયમુનીને, દ્રષ્ટીથી તે દેખાતા
એવુ જોઇને જયમુનીને, કામ જ્વર જબરો જાગ્યો;
લુબ્ધ બનીને ગયા આશ્રમમા, ભોગ નારી પાસે માગ્યો.
મુની કહે તું સુણ વનિતા, હું સન્યાસી બ્રહ્મચારી,
કામાધીન થઈ વૃતી આજે, ભામનીનો થયો ભીખારી
ઘુઘટ તાણી નારી ઉભી, મુની મન નવ સ્થીર રહ્યુ;
વળગતામાં સાળુ ખસીઓ, ખુલ્લુ નારી મુખ થયુ
કરચલીયો વળેલી ત્વચા, લાંબુ ડાઢુ છે ભુરૂ,
જયમુની જુવે તો પોતાના, વેદમ વ્યાસજી છે ગુરૂ.
જયમુની જખવાણા પડીયા, મનમા અતિશે શરમાયા,
ગુરૂ કહે જુવો જયમુની, "બળવતી હરીની માયા."
જયમુની તો થર થર ધ્રુજે નાદ ગયો સર્વે ઉતરી,
દાસ 'બાલુ' કહે એવી માયા, ભજવા શ્રી પગ બ્રહ્મહરી.

## ભજન ૯૨. ( પંથ એકતા. )

સચરા ચરમે એક નીરજન, પંથ ચલનકા રસ્તા હૈ,
ધર્મ કર્મમે સબ ઘટ ઘટમે, તુહી શકલમે બસ્તા હૈ—ટે
જોગીમેં તુ જોગ રૂપે હે, કર્મીમેં તું કર્મીહે
ભક્તોમે તુ ભક્તિ રૂપે, ધર્મમિ તું ધર્મી હૈ,
સનાતનમે સત્ય સ્વરૂપી, મુસલમાનમે હક તુ હૈ
બ્રહ્મજ્ઞાની અદ્વૈતી અદર, બ્રહ્મ રૂપે બેશક તુ હૈ,
રામાનદી ભેખ તેરા, કેવલ તેરી કબી ી હૈ.
જૈનોમે તુ આપ અહિંસા, પ્રાર્થનામે ખ્રીસ્તી હૈ;

દેવલમેં હૈ પુજા તેરી, મસ્જીદમે તું નીમાજી હૈ.
સીરગુણીમે સેવા તેરી, નીરગુણ આર્ય સમાજી હૈ;
રાજામે હૈ ન્યાય રૂપે, ગૃહસ્થ માહી દયાતું હે.
વૈરાગી કે ઘટકે ભીતર, વૈરાગ રૂપે રહ્યા તું હે,
પુરૂષોમે તું હે પુર્ષારથ, નારીમે તું નીતી હૈ.
પુષ્પોમે તેરી સુગંધી, પ્રેમીમે તું પ્રિતી હૈ,
જ્યા દેખુ જ્હા તુહીજ તુંહી, ઓર નઝર નહિ આતા હૈ
દાસ 'બાલુ' કહે તેરી સ્ફુર્ણા, તુંહી સકલમે સમાતા હૈ,

ભજન ૯૩

આદ્ય અંતમે એકહી ઇશ્વર, દુજા નહિ દીખાતા હૈ.
ધર્મ કર્મ કઇ બીજ ન ભાસે, એક મેકમેં મીલ જાતા હૈ;—ટેક.
શંકરાચાર્ય શીવ બતાવે, શીવ જાપ એ શ્વાસા હૈ
સભી જીવકે વહી જીવન હૈ, દેખો સબ ઘટ વાસા હૈ,
ઇસી પ્રકારે મોહ ઇસા, સભી ધર્મમે આતા હૈ—ધર્મ૦
જૈનો જીવકી દયા બતાવે, કર્મ સત બતલાવત હૈ.
કર્મ બીન કોઇ ધર્મ ન શોભે, દયા ભી સબ દીખાવત હૈ,
નીરદયતા તો કોઇ ન માને, દયા કોહી સબ ગાતા હૈ—ધર્મ૦
બીજ પંથમે કોઇક કહેતે, નર નારી બીજ બોતા હૈ
સભી ધર્મ કે ઘર ઘર દેખો, કહાં ભોગ નહિ હોતા હૈ, ?
ભોગન સે સબ પ્રજા ઉપજે, નિતી પુર્વક નાતા હૈ—ધર્મ૦
પ્રાર્થના કર ઇશાઇ લોકો, સુખકો આપ બુલાતે હૈ
ઇસી પ્રકારે ઇચ્છા કરકે, સબહી સુખકો ચ્હાતે હૈ,
સભી ધર્મીઓ સુખકે ખાતર, ઇશ્વર કોહી રીઝાતા હૈ.—ધર્મ૦
મુસલમીન કહે ખુદ ખુદાકા, હક હલાલ ફરમાંના હૈ.

ઇસી પ્રકારે સભી ધર્મને, હક્ક હલાલકો માના હૈ,
નાહક ઔર હરામકા લેના, ઐસા ન કોઇ બતાતા હૈ—ધર્મ૦
આર્ય સમાજી ભેદ બતાવે, ઔર કહે હમ આર્ય હૈ.
ઇસી પ્રકારે સભી ધર્મમે, કોઇ ન કહે અનાર્ય હે,
ઇશ્વરકા જો ભેદ બચન, વો સબકે માહી સમાતા હે—ધર્મ૦
કોઇ બદગી કોઇ બીનતી, કોઇ નીમાઝ દીખાવત હૈ.
કોઇ પ્રાર્થના દુવા પઢત હૈ, સબહી ઉનકો રીઝાવત હૈ,
હીંદુ મુસલમાન પારસી ખ્રીસ્તી, જન્મ મરણુ એક ખાતા હૈ
ધર્મ કર્મ કઇ બીજા ન ભાસે, એક મેકમે મીલ જાતા હૈ.

## ભજન ૯૪.

( હરી ભજન કરોરે નર નારીઓ રે એ રાગ. )

હરી ભજે તે સદાયે સુખ પામસેરે
નહી તો જનમ મરણુ દુ ખ જામસેરે, હરી ટેક.
તીરથ વરતને જપ તપ જોગ, તેથી સ્વર્ગના પામો ભોગ
તારણુ હારૂ, એક હરીનુ નામછેરે, હરી
હકીમ ડાકટર વૈદ હજારો, ઇસ્પીતાલો હોય અપારો
દરદીના સૌ રોગ મટયાના ધામછેરે, હરી
સર્વે ધર્મો છે બહુ સારા, બાર પ થને બાવન દ્વારા
જનમ મરણુનો રોગ જવાનું કામછેરે, હરી.
સત્ય ધર્મ પાળે તે તરસે, અધર્મી અથડાઇને મરસે.
દાસ બાલુ સહુ સતો કેરો ગુલામછેરે, હરી

## ભજન ૯૫. ( ધન્યવાદ. )

ધન્ય માતા જેણે સંત ધર્યા ગર્ભ વાસમારે;
જે ભાવ ભજનમા ભળીઆ, બારે માસમારે ધન્ય. ટેક.

પુરૂષાર્થના મારગ ચડીઆ, શુદ્ધ અભ્યાસ શાસ્ત્રના કરીઆ;
ભક્તિ જ્ઞાનમા ભળીઆ, રહી સહવાસમારે ધન્ય.
કુળ અભીમાન અળગુ કરીને, ગુરૂ ચરણે ચીત્ત ધરીને,
હીરદે જાણ્યા હરીને પરખ્યા પાસમારે. ધન્ય.
કલપિત મતથી જે નવ ઠગીઓ, સત શબ્દ જેણે ઓળખીઓ;
જાપ અજપા જપીઓ શ્વાસો શ્વાસમારે ધન્ય
વેદ વાણીની સાક્ષી જાણી, પુજ્યા ગુરૂ અતી પ્રીતી આણી,
મૉજ ભજનની માણી આવી હુલ્લાસમારે. ધન્ય.
વીકારથી મન પાછુ વાળયું, સાદુ જીવન સ્વદેશી ગાળ્યું;
તીમીર સઘળુ ટાળ્યુ જ્ઞાન પ્રકાશમારે ધન્ય
દેશ ધર્મની સેવા બજાવી, જનુની કેરી કુખ ભજાવી,
કોમ પોતાની દીપાવી રહીને દાસમારે. ધન્ય

## ભજન ૯૬.

( જ્યાને બસ કીયા સ્યામ હમારા હો, કુબજાને જાદુ ડારા એ રાગ )

સતગુરૂ શ્યામ હમારા, સખીરી મેરી સતગુરૂ શ્યામ હમારા, ટેક.
પ્રેમ મગન મે લગન લીખાયા
પાઇ ચૈતન ભરથારા—સખીરી મેરી સતગુરૂ,
તત્વ બીચારકી ચુદડી ચડાઇ, સત શબદ સીનગારા—સખીરી.
શીરકે છત્ર સખી સંત પીતા હે, કથ ગુરૂ હદે ધારા—સખીરી,
દાસ "બાલુ" કહે તીન ભુવનમે, એક ધની હમ ધારા—સખીરી.

## ભજન ૯૭.

( ગુરૂજીના વચન ઑરી વેચાણા એ રાગ. )

નામ નગારે ડંકા દેતા, સંત ચડયા સનમુખ સુરા,
ખટ રીપુનુ ખળ દળ ઘેરી, આણી અસત આગળ ઉભા. ટેક.

સત્ય શમસેર ભજન ભડાકા, શબ્દ તણા ગોળા છુટે,
બોધ બીંગલ વાગે સુરમા, સત ટુકડી લઢવા ટુટે ના.
સતગુરૂ સેનાપતી સાથે, પડીયા ખટ પાપી પુઠે,
એક એક યોદ્ધો એક એક સાથે, દુશમનના દળને લુંટે.
કામ વીકારને સુદ્ધ વીચાર, બે બળીયા પડીઆ બાથે,
ક્રોધની સગે જરણા ઝુઝે, સતોષ લઢતો લોભ સાથે
વસ્તુ ઉપર વૈરાગ ઉપડયો, માર મોહને બહુ દેતો,
નીશ્ચય કેરો નીરભય લડતો, મારી ભયને જીતી લેતો.
ગર્વ સગે ગ્નાન ગરજે, એમ મ્હાજે સુરમા બકા,
દાસ "બાલુ" કહે નીસાન ચડાવી, વળતા દઇ જીતના ડ કા

## ભજન ૯૮. ( રાગ ધીરાની કાફી. )

મ ડળીઓ મોઢીરે કાઢી, તમે શુ કીધુ ?
બોધ અજવાળુ રે, દુનીયાને શુ દીધુ ? ટેક
ઢોલક લઇને ધુન મચાવી, કાશી જોડા કીરતાળ,
હાથોના ચાળા કરી તાલીઓ પાડી, રચીઓ રાસ રસાળ
નાચ્યા અને કુદયા રે, તે બાળકોએ શીખી લીધુ, મ ડળીઓ,
છાનો માનો તુ ઘેર આવે છેલડા, મારી બાઇજીની છે બીક
વ્યભીચારીને ચોર ધુતારો, કહી કહેરાવ્યો તમે ધીક,
સપુત તન પાકયા રે, પીતાનુ વગોણુ કીધુ, મ ડળી
સહસ્ત્ર વીના જેણે દૈત્ય સહાર્યા, નીચ દાશીને દીધુ માન;
કાળ કાળીનુ જેણે દમન કરીયુ, કીધુ દાવા નળ પાન.
એવુ સાર વાળુ રે, તેને તો મુકી દીધુ , મ ડળી,
નકલ કરો તો પુરી કરો, જુવો ગીતાનુ ગ્નાન.
અસાર ગાણુ ગાઇને તમે, કરશો નહીં અપમાન;

દાસ "બાલુ" કહેછેરે, માની તમે લેજો સીધુ, મ ડળી.

ભજન ૯૯.

વૈષ્ણુવો મોટારે, ભક્તિ જેણે ઉર ધારી,
હરીજન ખરા હીગરે, પેઢી ઇકોતેર તારી—ટેક.
જગત ગાય છે ગીત શોખના, ભક્ત હરી ગુણ ગાય;
જગત જુવે નાટક ભવૈયો, ભગત ભજનમા જાય
એય વસ્તુ સાધીરે, પ્રેય નવ કીધી પ્યારી, વૈષ્ણુવો;
હરી કથામા હેત ઘણુ, વળી પરમારથમા પ્રીત
કૃષ્ણુ કીરતનમા તન તોડે, રાખે ભજનની રીત;
ગમ ધુને રીઝયારે, લજ્યા ખોટી નવ ધારી, વૈ
છબી પધરાવે શ્રી નાથની, કરે દીપકને ધુપ,
ચ દન કરીને ચ દન પુષ્પથી, પુજે હરીનુ રૂપ.
સીરગુણી નવધારે, ભક્તિ રૂડી સ્વીકારી, વૈષ્ણુવો,
દેશ ધર્મની સેવા બજાવી, છાજે મ ડળીઓને માન.
ઇશ્વર કેરૂ સ્વરૂપ ખોળવા, રાખ્યુ ગરીબાઇને ગ્નાન,
દાસ "બાલુ" કહે છેરે, ધન્ય ધન્ય તેની માડી, વૈ.

ભજન ૧૦૦.

( જે કોઇ પ્રેમી અશ અવતરે, પ્રેમ રસ તેના ઉરમા ઠરે, એ રાગ )

ચડયા કોઇ સત લડવાને, કળીના સનમુખ અડવાને—ટેક.
બ દગી કેરૂ બખ્તર પ્હેર્યું, યુદ્ધ આદરવાને,
ધીરજ કેરી ઢાલ ગ્રહી જે, આગળ ધરવાને—કળી૦
નીજ નામનુ ઠોક્યુ નગારૂ, દુશમન ડરવાને.
ખમીઆ કેરૂ ખડક લીધુ, કટકા કરવાને—કળી૦
કરણી કેરી કબાન ચડાવી, ભીરૂથી ભડવાને,

ભજન ભડાકા કરે કડાકા, વીજય કરવાને—કળી૦
વરમાળા લઇ સામી ઉભી, શાન્તી વરવાને
દાસ બાલુ કહે મોક્ષ કેરી, મોજ મળવાને—કળી૦

## ભજન ૧૦૧. ( મંગલ )

( સાધો ચલો સદગુરૂજીકે, હાટ ગ્નાન બુધ્ધી લાઇએ એ રાગ. )

વીરા જાગ્રત થઇને જીવ, ભજીલે ભગવંતને,
વીરા ગ્રહણ કરજે ગ્નાન, સેવીને હરી સંતને—ટેક.
વીરા જાગે નહી કેમ જીવ, અમૂલ્ય જાય આ ઘડી.
વીરા ઘારણ લાગ્યુ ઘેન, ખુલે નહીં તુજ આખડી, વી૦
વીરા જોજે પશુ તણા દુઃખ, નજર જરી નાખજે,
વીરા તેજ વશે તારી જાણ, હૃદયમા લખી રાખજે, વીરાજા૦
વીરા પ્રાણી પોકારે જે આજ, મનુષ્ય હતા તે ખરે
વીરા ભજ્યા નહી ભગવંત, તો દશા આવી થઇ અરે વીરા૦
વીરા ચેતી લેજે ચીત, વખત વહી જાય છે,
વીરા ચેત્યા નહી જે જીવ, પછીથી પસ્તાય છે વીરા૦
વીરા સતગુરૂ ને શીશ ધાર, લાગે રંગ અંગમા
વીરા "બાલુ" બનીને આધીન, સદા રહે સંત સંગમા વીરાજા૦

## ભજન ૧૦૨

વીરા નામ સમુ નવ કાંઇ, નીરખ્યુ નવ ખંડમા,
વીરા નામ સમોવડ કોઇ, નહી બ્રહ્મંડમા ટેક.
વીરા સાકરથી ઝાઝો સ્વાદ, રહ્યો રામ નામમા,
વીરા લાખ કરોડો ધન માલ, આવે ન કશુ કામમા—વીરાના૦
વીરા સોહંગ રામનો જાપ, સમરીએ શ્વાસમા
વીરા સતગુરૂ સુખે સમજાય, વચન વીશ્વાસમા—વીરાના૦

વીરા નામ જપે જે નીત્ય, આવે નહી જમ ફાસમા,
વીરા શ્રવણુથી સુખ થાય, મનન નીદીધ્યાસ મા—વીરાના૦
વીરા જોગ જગનના ફળથી, અધીક તેને કીજીએ.
વીરા પ્રેમ સુધારસ પાન પીયાલા, ભરી પીજીએ—વીરા૦
વીરા બ્રહ્મા, શંકરને શેષ, સમરતા ચીત્તથી,
વીરા દાસ બાલુ નીજ નામ, સમોવડ કોઇ નથી.

### ભજન ૧૦૩.

સખી આજે અનોપમ દીન, પધાર્યા ગુરૂ આગણે
સખી કંચન વરસ્યો મેહ, દીવાળી મારે બારણે—ટેક
સખી જેણે આપ્યુ મને ગ્નાન, ગુરૂજી તેજ આવીઆ,
સખી નીર્ભય આપ્યુ નામ, અતી મન ભાવીયા—સખી૦
સખી વેદ પુરાણોનો ભેદ, સબદ કહ્યો સાનમાં.
સખી ઝનન હુવો ઝનકાર, સુરતીના ધ્યાનમા—સખી૦
સખી લાગ્યો ભજન સાથે તાર, અહો ભાયગ ફળ્યા,
સખી ગ્રંથ અનેકના ગુઢ, પુરાવા આજે મળ્યા—સખી૦
સખી શાન્તી દયા ક્ષમા સાર, ગુરૂજીના ગુણ ઘણા.
સખી બાલુ જાય બલીહાર, પાવન થયા આગણા—સખી૦

### ભજન ૧૦૪.

( બાળક ગુરૂજીના વચન સુણજો એ રાગ )

આજ ગુરૂજી મંદીરે આવ્યા જીરે, લાભ રૂડા મુજ માટે લાવ્યા.
ભાવ થકી દીલમાહે ભાવ્યા, પ્રેમ ધરી મે તો પધરાવ્યાજી—ટેક
દરશનથી દુ:ખ જાય નાસી જીરે, કોડ તીરથ ગંગાને કાશી,
તોડાવી જેણે જમની ફાસી, તેમના ચરણની હુંતો દાસીજી આ
કઈંક જનમના પુન્યો ફળીઆ જીરે, દુધડે વરસ્યા મેહુલીઆ;

વાયા આનંદ વાવલીઆ, પ્રેમ ગુરૂના પુજ્ઞ પાવલીઆ, આજે.
શી શી કરૂ પુજાને સેવા જીરે, પ્રેમ તણા પકવાન મેવા,
દાસ બાલુ તો રંક જેવા, ભાવની ભેટ લ્યો ગુરૂ દેવા; આ

ભજન ૧૦૫.

( મેરા ડારા ભરમ શમ ધોય મેવારી ઐસે સતગુરૂસે એ રાગ )
મેગ મગનકા દાતા, સતગુરૂને ઐસા દાન દીયા—ટેક.
અન્ન વસ્ત્ર ઔર ભૂમી કન્યા, કંચન દાન કરે કોઇ કંચન દાન,
મેરા ગુરૂકા દાનજ ઐસા, વાસનાકોહી હરે, સતગુર
રૂગ શામ યજુને અથર્વ, ચાર બેદકા ભેદ દીયા ચાર,
ખટ શાસ્ત્રકી સમજ બતાઇ, સંસય કીયો સબ છેદ, સત.
મન પશુ અપને ઘર આયા, બાંધ લીયા હે ખુંટ. સાધુ બા,
ગુરૂ જ્ઞાનકા મજબુત ખીલા, જાવે નહી અબ છુટ, સત
એકવીસ હજાર છસેં અજપા, ભજન હોત ભરપુર. સા,
મન સુગ્રક પીંજરમે પડીઆ, કયુ કર જાવે દુર, સતગુરૂ.
જબ શબદકા ઠોકુ નગારા, તબહી હોત અવાજ, સાધુ ત;
દાસ બાલુ યાચકકુ ઐસા, નીવાજે ગુરૂ માહારાજ, સત.

ભજન ૧૦૬.

કાલ કરે સબ નાશ, અખંડ એક અવીનાશી—ટેક
કુટુમ્બ કબીલા બાઇ ભતીજા, લડકા ઔર લુગાઇ, સાધુ લ;
પડા રહે ભંડાર ભરેલા, સંગ ન આવે એક પાઇ; અખંડ
છત્રપની ઔર ચક્રવતી, જે શાહ શેઠ સુલતાન, સા,
અસમાની કીલ્લે વાલુકા, ન રહ્યા નામ નીશાન; અખંડ.
જૈસા જલકા બુદ બુદા હે, ઐસા તેરા તન સાધુએ,
ફુટ જાવેગા એક પલકમે, રંગ બદલતા ખણ ખણં, અખંડ.

ચૌદ લોકમે કાલ પસારા, કરતા ફલા મકામ, સાધુ ક,
દાસ "બાલુ" સબ નાશવત હે, અખડ સાહેબજીકા નામ; અ.

### ભજન ૧૦૭ (કલ્પના.)

વળગ્યો વાસનામા જીવ, કલપના નવ સીદ્ધ થતી, ટેક
જુગારી ખેલે ત્યા સહુને, જીત્યાની હોય આશ સાધુ,
છતા બગડતી બાજી કઇની, થાતા ઘણા એ નીરાશ, કલપ.
મ્યુનીસીપલના વોર્ડ ભરાતા, ચુટાવા સહુ ચ્હાય, સા
મત મેળવવા દોડે ઝાઝા, છતા એ ઘણા પસ્તાય, કલપ
પાર્લામેન્ટને ધારા સભામા, જઇ મુકે સીધાન્ત, સાધુજ,
વીરૂધના મત વધી જતા તો, હેઠા પડી જતા હાથ, કલપના.
ભાવ લેવા ભરે વ્યપારી, માલ વખારો માય, સાધુ માલ,
ભાવ ગગડે માલ સડે પછી, પાણીને મુલે વેચાય, કલ્પના
ગામ રહીમો જાય શહેરમા, જાણે પામશુ સુખ, સાધુ,
વધે મોજ ને સોખ મજુરી, પસ્તાઇ પામે દુખ, ક.
રાય રકને દેવ દૈત્યને, કલ્પના કોરી ખાય, સાધુ,
દાસ "બાલુ" કહે આત્મગ્નાન વીણ, ભવો ભવે ભટકાય, ક

### ભજન ૧૦૮

( રાગ મુઝે દે દરસન ગીરધારીરે )

મે તો પ્રેમ લગનમા હેરાની—ટેક
હરીજન દેખી અતી હરખાની, સત દેખી ભઈ દિવાની—મે૰
સતગુરૂ પુજે ઉલ્લટ આની, સુરતી ચરણમેં ડેરાની—મે૰
ભેદ ગુપ્ત લીયો ગુરૂસે જાની, ભેદ કીતાબ જો કથે બાની—મે૰
"બાલુ" બચન લીયો સતમાની, સતગુરૂ દેવ મુજે મીલે ગ્નાની—મે૰

## ભજન ૧૦૯.

( રાગ સોહંગ રંગ રટો કોઇ મવજના )

મે તો પ્રેમ લગનમે, ભઇ પ્યાસી ભઇ પ્યાશીરે ભઇ પ્યાશી મેતો૦ ટેક.
સાધૂ દુ ખ દરીદ્ર ગયો સબ નાસી, (૨) મત મીલે કોઇ સુખ રાસી—મે ૦
મત ચરણમે કોટીક કાશી, (૨) ભવ બંધન કટે ચોરાશી—મે ૦
સાધુ મત બડે સત લોકકે વાસી, (૨) પ્રેમ જ્યોત જ્યાને પ્રકાશી—મે ૦
સાધુ "દાસ" બાલુ મનોકે ઉપાસી, (૨) દરશન પાઉ મે દીન દાસી—મે૦

## ભજન ૧૧૦.

હુતો પ્રિત લગનમા ઘેલી બની ઘેલી બનીરે ઘેલી બની હુતો૦—ટેક.
સાધુ પ્રિતી જુઓ પેલા સારસની, (૨) જોડા વિનાએ ઢળે ધરણી—હું૦
સાધૂ મેઘ બપૈયાને પ્રીત ઘણી, (૨) પિયુ પિયુ કરે દિન રજની—હુ૦
સાધુ સૂર્ય કમળની પ્રિત બની, (૨) જળ વિના નવ જીવે મછલી—હુ૦
સાધુ પ્રિત જુવો જળ દૂધ તણી, (૨) એક રૂપે તે જાય બની—હુ૦
સાધુ પ્રિતીમા ધાર્યા આપ ધણી, (૨) 'દાસ બાલુ'ના પારસમણી—હું૦

## ભજન ૧૧૧.

( હરી ભજન થકી છોટા હોય તે સહુથી મોટા થાય છે એ રાગ ) (પોપટ.)

મન પોપટડા સોહં સોહં, ઘડી ઘડી પલ પલ બોલજે—ટેક.
સીધ્યા મસ્તીમા શુ બ્હાઝે, નીર્દાવે સુખ દુ ખ ફળ ખાજે;
અવસર આવે ઉડી જાજે, મન પોપટડા, ઘડી ઘડી
સોહં શબ્દે સુરતા ધરજે, દીન રાત રટણુ તેનું કરજે,
વીષયોની વરતી વીસરજે, મન પોપટડા,
પીંજરે પડીઓ પરતંત્ર થઇ, પણ જ્ઞાન પાખ હજુ નથી તુજ ગઇ;
સ્વતંત્ર સુડલો છે તું સહી, મન પોપટડા,

તારૂ જીવપણું સઘળુ જાશે, સદગુરૂ કૃપાએ શીવ થાશે.
'બાલુ' કુલક્ષણ બદલાશે, મન પોપટડા,

### ભજન ૧૧૨ ( ગાડી. )

જીવ જાગીજો, પડ ભરમડમા, અગન ગાડી ચાલતી—ટેક
ઈંજીનનો તું થયો અધીકારી, બહુ માલ તણી એ ચે ગાડી;
ત્રણ ગુણ પચ ભુતો ભારી, જીવ જાગીજો પડ ભરમડ.
ભરી દેહ ડબામા વસ્તુ ઘણી, પણ સુરતા નવ પડે તે ભણી;
એવી અમલદારી ઓહંમ તણી, જીવ જાગી.
મન મુસાફીર રહેતો ફરતો, વારમવાર ડબ્બા બદલતો,
લખ ચોરાશી રવડી મરતો, જીવ જાગી.
પુર્વના પુન્ય ગયા છે ફળી, મનુષ્યા દેહની ટીકીટ મળી;
સત શબ્દ સીટી હ્યો સાભળી, જીવ જાગી
ઓચીંતુ આવશે ઈસ્ટેસન, માટે ચેતો હરીજન ચેતન;
ભુલ્યા તો ભાટકશો વન વન, જીવ જાગીજો.
આ ગ્નાન ગાડી ચીતે ધરજો, ઉપયોગ પુરો તેનો કરજો;
"બાલુ" સત્ય પથે મચરજો, જીવ.

### ભજન ૧૧૩.

( સખી સાભળને કહુ વાતડી એ રાગ )

વીરા અવગુણ કોઈના નવ ભાખીએ
કદી કડવુ વચન ના કહીએ રે;
વીરા નીંદા ટીકાઓ પરહરી, આપણ ગ્રાહક ગુણના થઈએરે-વીરા૦ટેક.
વીરા કદાઈ પકવે રૂડા પાકને, તેનો ખોરાક હોય ગમે તેવોરે,
વીરા ભલે ખાતો હોય છાસ રોટલો, પણ મેવો તેનો લેવોરે-વીરા૦

વીરા ચીતારો છબી રૂડી ચીતરે, ભલે હોય કદરૂપો કાળોરે
વીરા શંકા તેની નવ ધારશો, તેનુ સુંદર ચીત્ર ભાળોરે–વીરા૦
વીરા કાંટા હોય ગુલાબમા, તે કાંટા રહેવા દઇએરે;
વીરા હાથ ન ઘાલીએ મુળમા, તેની સુગંધની મોજ લઇએરે–વીરા૦
વીરા સમજે તેને સમજાવીએ, પછી વ્યર્થ વાદ ન કરીએરે.
વીરા દાસ "બાલુ"ની વીનતી, કદી પ્રેમને ના પરહરીએરે–વીરા૦

### ભજન ૧૧૪ (વ્હેવાર.)

વીરા વ્હેવાર જ્ઞાન બે એકઠા, એને જુદા રખે મત જાણોરે
વીરા વહેવારમા વસ્તુ જ્ઞાનએ, એમ સમજીને મોજે માણોરે–વી૦ટેક.
વીરા અગ્નિ સમો વહેવાર છે, માહી જ્ઞાન દીપક છે રૂડોરે;
વીરા તેને પ્રકાશે સુઝતો, કાંઈ આતમ ધનનો મુડોરે–વી૦
વીરા સીંધુ સમો વહેવાર છે, માહી જ્ઞાનના રત્નો પાકેરે
વીરા અવર ઠામે જે શોધતા, એતો ખોળી ખોળીને થાકેરે–વી૦
વીરા શ્રી કૃષ્ણે કહ્યું મુખથી, તે ગીતા વચન વીચારોરે,
વીરા વહેવારને લોપે નહી, તેને માનુ દાસજ મારોરે–વીરા૦
વીરા નીતી વહેવાર જેણે પરહર્યાં, તે નીશ્ચે અનીતી હોય કરતોરે
વીરા મીથ્યા આડંબરો દાખવે, તે નક્કિ નર્કમા પડતોરે–વીરા૦
વીરા નીતી વહેવારો જે આચરે, તેનુ જનમ મરણ દુ:ખ જાતુરે.
વીરા "બાલુ"ને ગુરૂ બોધથી, વહેવારમાથી જ્ઞાન થાતુરે–વી૦

### ભજન ૧૧૫.

સખી પ્રેમ પીઉજીને ઓળખ્યા, હવે બાંધ્યો સંબધ મે ધાડોરે.
તન મન અરપ્યા મારા નાથને, મારે નીત્ય દીવાળીનો દહાડોરે,
સખી પાસા ઢાળ્યા મેં પ્રેમના, સખી હુંને પીઉ રમનારારે.
સખી હારૂ તો પીયાની હુ બનુ સખી, જીતુ તો પીઉ મારારે,

સખી પતીવ્રતાની પ્રીતડી, પેલી ગ્ખણીને નવ સૂઝેરે
સખી વળખા મારે એની વાસના, પર પથરાને પૂજેરે, સખી;
સખી શણુગાર સજીને શુ કરે, જેને વિધવાપણુ વળગેલુરે.
સખી શૌભાગ્યથી સોભા *કસી, હુ તો પલ પલ પીઉ સંગ ખેલુરે, સ,
સખી પ્રેમ વિના ના ધન ધામને, હુ તો જુઠી માયા જાણુંરે.
સખી ઇંદ્ર કુબેરના ભોગને, મારી ઝુંપલડીમા માણુંરે, સખી,
સખી સદગુરૂ સ્વામી પ્રતાપથી, એ દિવ્ય પ્રેમ દેખાતોરે,
સખી દાસ "બાલુ"ની વીનતી, કોઇ સંતોને સમજાતોરે, સ.

## ભજન ૧૧૬. ( ગઝલ )

( સુનરી સખી પીનારી, દીલકા હવાલ મેરા એ રાગ )
ગર્વ મે ક્યુ નર ડોલે, તું ભૂલતા હૈ દીવાના;
ચાર દીનકા એ તમાસા, હોયગા ફ્લા મકાના, ટેક.
ગર્વ ધરે તું તનમે, ફુલા ગોરે બદનમે,
વોતો ગીરે જગલમે, આખીર વોહી ઠીકાના, ગ.
અપની મજાક કે ખાતર, તલવાર કીસીપે ક્યુ ધર?
કગા લોકો સતાકર, વૈભોગ કૈસા બઢાના, ગ.
સરદાર બડે શીકારી, હોતે હાથીપે સ્વારી,
સબ હો ગયે ખુવારી, મીલતા નહીં હે પાના, ગ
દુનીયામે ક્યા લુભાતા, ખીજ ખીજ જીગર હૈ જાતા,
ક્યુ યાદ ખુદા ન આતા, આખીર મીટ્ટી હો જાના, ગ
જાનો જુવાની દીવાની, કુચ્ચ નેકી કરો નુરાની,
"બાલુ"કી બાત માની, નર છોડદો અભીમાના, ગ.

---

* કસી–કેવી

## ભજન ૧૧૭.

પુછે ચમત્કાર પ્યારે, ક્યુ ખેલ માહી ફસાતા ?
પાખંડ ઝુઠે હૈ વોતો, સતો ન એસા દીખાતા, ટેક
બાજીગર બાજી રચાવે, ભીન્ન ભીન્ન રૂપો બનાવે,
ચમત્કાર ખુબ દીપાવે, વહા શીર ક્યુ ન નમાતા ? પુ
દેખ ખેલ ખુદાકા કૈસા, રાત દીન હોત હમેશાં;
ચૈતન તમાસા એસા, દીલ દેખ ક્યુ ન રીઝાતા, ' પુ.
સાધુ ન ચમત્કારી જાદુ કરે મદારી,
ભરમાવે વેષ ધારી, દુનીયાકો ધુત ખાતા, પુ.
સાધુ સીદ્ધી કમાવે, દુનીયાકો વો ન દીખાવે;
પરચા કભી હોજાવે, કોઈકી નજર ન આતા, પુ.
અવીચળ હૈ નીજ નામા, દુજે જુઠે હૈ ભામા,
"બાલુ" ભજોને રામા, જો મોક્ષકો તું હે ચહાતા, પુ

## ભજન ૧૧૮.

( ખજગી વાગીરે, આ ઘટ માહી એ રાગ. )

જીવ કોઈ જાગોરે, આ ભવ માહી,
નીંદ્રા ત્યાગોરે, અવસર જાઇ ટેક
સુઈ રહ્યો ભર નીંદ, આખ કેમ ખુલે ન તારી ?
સ્વપ્નામા રહ્યો મોહી, ગુમાવી રૈન સારી
ત્રણુ કાળ તો વીતી ગયા, હવે જાગ્રત થઇને ચેત,
આળસ મરડી ઉઠને, તું કર હરીસું હેત, જીવ.
ધન જોબનને નાર, કુટુમ્બને હાટ હવેલી,
આતે રહેશે દુર, જવુ મમતાને મેલી

આદ અંતમા એક હરી છે, તેની કર ઓળખાણુ,
નૅજો પકડ નીજ નામનો તું, પ્હોચે પદ નીર્વાણુ, જીવકો
પચ ભુતનો પડ, રજોગુણુ થકી રચાયો;
ત્રણુ ગુણુની માંહ્ય, વાસનાથી બંધાયો
અવીધ્યાના અહકારે, જીવ ગુ થાયો જાળ,
મીન મોણુ જેમ માસમાં, તે જાણે નહીં શીર કાળ, જીવ
કામ ક્રોધ મદ લોભ, મોહ તુજમાં રહી મ્હાલે,
પચ પ્રાણુ પરકાશ, ચૌદ ઈંદ્રીઓ ચાલે
સરજન હારની સત્તા વડેથી, સ્થુળ કરે વહેવાર,
તેનો કર્તા તુ થઇ બેઠો, ભુલી ગયો કીરતાર, જીવ.
કર સંતનો સંગ રગ, એ રૂડો ચડાવે;
ધીરજ શાન્તી પ્રેમ દયા, ઘટ ઘટપર આવે
સંકલ્પ વીકલ્પ છુટે કલપના, નામ ભજન પરમાણુ,
દાસ બાલુ સદગુરૂ પ્રતાપે, મટે ચોરાશી ખાણુ જીવ

## ભજન ૧૧૯. (પ્રભાત)

(ભજને પ્રાણી રામ તારૂં ભજ્યામા શુ જાય છે. એ રાગ)

ઉંઘને અળગી કરી, હવે ઉઠને પ્રભાતમાં,
મ્હોટી રહ્યો શુ અંધ તું, માયા તણા સંગાથમા, ટેક
પખીડા પોકારતા, ને સંત આવે ફેરીએ,
જ્ઞાનનો પ્રકાશ ફેલા યો, બજારે શેરીએ, ઉંઘ.
નોબત વાગે નામની, કેમ જીવ તું જાગે નહી,
સાધી લે આ જોગને, શુ ? ભોગને ત્યાગે નહી, ઉંઘ
પ્રાત: ને મધ્યાન સંધ્યા, કાળ સહુને ખાય છે;
દાસ "બાલુ" ચેતને, જીવન તારૂં જાય છે, ઉંઘ.

### ભજન ૧૨૦.

નવુ જીવન આવીયુને, ઉંઘને આળસ ગઇ,
શબ્દ સુરજ ઉગીઓછે, સદગુરૂની મેર થઇ, ટેક.
મ દ વાયુ લહેરીઓ, સાન્ત સીતળ ચાલતી,
તન તરૂવર ડાળમા, એક ક ઠ કોયલ બોલતી, નવુ
અ નવા આકાશ માહે, ર ગ રૂડા દીશતા,
આત્મને આન દ જાગે, સુરતીને સાધતા, નવુ
ચોર ખુણા ખોળતાને, બોધ પુષ્પો ખીલતા,
દાસ "બાલુ" સત સેવક, જ્ઞાન ગ ગે ઝીલતા, નવું

### ભજન ૧૨૧.

( અચેત નર તારી ઉંઘ ન ઉડે, કાળ આવીને ખાસેરે એ રાગ )
કાયાનો ગર્વ ના કીજે, નવ જઇએ કદી ફુલીરે,
મોટા મોટા નર ધણાએ, ગર્વમા ગયા ડુલીરે, કાયા ટેક.
શેઠ પટેલ અધીકારીને ઉપરી, ગર્વ કદી જો કરતારે,
ખજ ખજમા તે મોટાઈ માને, અતે પસ્તાઇ મરતારે, કા
ગર્વ થકી કીર્તી ગવરાવે, ઇંદ્ર કુબેર કઈ થાતારે,
ધગયલાની ઉપર ઢોળે, પ્યાસુને નવ પાતારે, કા.
મધુ પાનથી નીસા મોટી, ગર્વનુ એવુ ગાત્રરે,
જાણે જગતમા હુંજ વસુછુ, બીજા તરણા માત્રરે, કા.
વીંછીના ડ ખથી વસમી પીડા, જેને ગર્વ ઝેર જામેરે,
અગ્ની કરતા ત્રિગુણ રહેતો, ગર્વી સદાય દુ ખ પામેરે, કા.
બીજા દુશમન કઇ એક છે પણ, કટ્ટરા ગર્વ કહીએરે,
દાસ 'બાલુ" કહે ગર્વ તજીને, રામ ભજનમા રહીએરે, કા

## ભજન ૧૨૨

( વનચર વીરા વધામણી એ રાગ )

મન તું સે નથી જાગતુ, રહ્યું રાતમા રાચી,
આવ્યુ મળ વીક્ષેપમા, ભુડા શુ રહ્યું નાચી ? મન, ટેક.
ચમાર ચુથાને ચામડુ, પછી અળગો રહે છે,
ભુડા તુંતો ચામમા, રાત દીન રમેછે, મન
ભંગી સુધારે સંડાસને, તેથી તે છે રૂડો,
ભંગ નર્કની ખાણે મોહ્યો, તુંતો ભંગીથી ભુંડો, મન
શ્વાન મોહ્યું હાડ માસને, પણ સંતોશી રહેતુ,
ત્રીતપ તુંતો થાતુ નથી, તેથી ભુડુ છે તુ, મન
ગર્ધવ ખરણીપર થેકતો, પણ મનથી બ્હીતો,
પ્રજાપતના ડંડથી એ, ચાલે સીધો, મ.
સારુ સતને સાટકે, તુંતો સીધુ ન થાતુ;
દાસ "બાલુ" કહે અંત સમે, પછી ખાસડા ખાતુ, મન

## ભજન ૧૨૩.

શુ મોહ્યો સંસારમા, સુખ સાનુ તું માને ?
શામાટે નથી સુણતો, કહ્યું સંતનું કાને, શુ મોહ્યો, ટેક
પંથા જાતો એક પંથમા, તને સીંહે સતાવ્યો,
ભયભીત થઇને નાસતા, એક કુવે આવ્યો, શુ
ભયંકર કુંપ ભાળીઓ, એટલે તે અટકયો,
વડની મુળી હતી તે ઝાલીને, કુંપમા લટકયો, શું.
કાળોને ધોળો બે ઉંદરા, કુંપ ઉપર ફરતા;

પકડી મુળી જે પંથાએ, તેનેજ કતરતા, શુ
મુળી તુટેથી પડે કુપમા, સીંહ ઉભો છે સામો,
બન્ને બાજુથી આવી બન્યુ, પથી દુખ પામ્યો, શુ.
મધ બાઝયુ હતું મુળીમા, તે તેણે દીઠુ,
જીભથી લાગ્યો ચાટવાં, બહુ લાગ્યુ મીઠુ, શુ.
એવામા આવ્યુ વીમાન એક, હતા માહી કોઈ દેવા;
દયા જાણી નાખ્યુ દોરડુ, ખેચી અદ્દર લેવા, શુ
પથી કહે હુ પકડુ, ધડી ઉભા રહેજો,
સ્વાદ ઘણો છે મધ તણો, જરા ચાટવા દેજો, શુ.
જીવ ને પથી જાણવો, સીંહ કાળ છે રીપુ,
ભવ તણો કુપ ભારે છે, માયા મધ ટીપું, શુ.
ઉંદરડા બે જાણજો, દીવસને રાતી,
આધાર મુળી આયુશની, તે નીત્ય કપાતી, શું.
વીમાન રૂપી વેદાન્તમા, કોઈ સંત છે સુખા,
દયા દોરે જીવ ખેચવા, આવી ઉપર ઉભા, શુ
માટે વીચારી જો જીવડા, વેળા વહી જાએ;
દાસ "બાલુ" કહે ચેતજે, નહીતો પસ્તાસે, શુ.

### ભજન ૧૨૪. થાળ.

( શુ નટવર વસંત થેઈ થેઈ નાચી રહ્યો એ રાગ )

હેત લાવી પધારો મારે આગણે હરી;
આગણે હરી મેર ર કને કરી, હેત લાવી પધારો.—ટેક.

સાખી—નીચુ છે મમ છાપરૂ, તમે મોટા છો જગતાત,
માટે મ્હેર કરી જરી, નીચા નમજો નાથ.

મખમલ મસુરીયાની, ગાદી નથી મારે (૨)
ફાટેલી ગોદડી મે છે પાથરી—હેત;

સાખી—ભોજનીઆ બહુ ભાતના, પકવાનોને પાક
ક્યાંથી લાવુ એ બધુ, હું તો દુર્બળ રાંક;

ખીચડો મેતો, ખાડયો છે ખંતથી
ભાવે કભાવે જમો પેટડુ ભરી, હેત

સાખી—ગયો હતો મજુરીએ, બહુ લાગ્યો હતો થાક,
ઉતાવળમાં શુ કરૂં, સ્વચ્છ સુંદર શાક

જેવી તેવી મે તો ભાજી કરી છે (૨)
નહી હોય બરાબર મીઠુ મરી, હે,

સાખી—ચાદી પ્યાલા ચળકતા, તેહ નથી મુજ ઘેર.
મુક્યો કલુડો નીર ભરી, જળ પીજો ભલી પેર;

પાનને બદલે પ્રેમ મે તો આપીઓ,
પુષ્પની પાખડી ભેટમાં ધરી, હે

સાખી—રસોઇ હલકી રંકની, અજોગ્ય પામ્યા આજ,
તસ્દી દીધી ઉલટી, માફ કરો મહારાજ.

ભાવના ભુખ્યા છો તમે નાથજી, (૨)
બાલુ પાવન થાય, બંદગી ભરી, હેત.

### ભજન ૧૨૫. આરતી.

( ધન્ય દીવાળી થઇ એ રાગ. )

જય જય જગના નાથ, આરતી આનંદી;
મારા હરી ગૂરૂ સંતો સાથ, આરતી આનંદી, ટેક.

ધુપ દીપકને કપુર ધરીઆ, થાળી લીધી હાથરે,
આરતી ઉતારૂ સ ત તણી, જેના રૂદીએ રહેતા નાથ, આ
ચૌદ લોકને સચરાચરમા, આનદને સહુ ઇચ્છેરે,
અંતર લ્હેરી છે તેને, પ્રેમી જન કોઇ પીછે, આ
કામધેનુ કલ્પતરૂને, અક્ષય પાત્ર હોયરે,
આનંદ વીણુ એ સર્વે નકામા, અખ ડ નવ રહે કોઇ, આ.
દુખને કષ્ટો ભલે ને આવે, અનહદ આન દ માટેરે,
ઇંદ્ર તણા વૈભોગ નકામા, જો હોય આન દ સાટે, આ.
વીષયોનો આન દ અધુરો, રહેતો તે ક્ષણ વારરે,
દાસ "બ ધુ" સતગૂરૂ પ્રતાપે, બ્રહ્માન દ અપાર, આાં

॥ ૐ ॥

શાન્તિ: શાન્તિ: શાન્તિ:






# કમીશન.

આ પુસ્તક સામટા પચીશ ખરીદનારને રૂ. ૧) સો ખરીદનારને રૂ. ૫) અને બસો ખરીદનારને રૂ ૧૨) કમીશન મળશે.

પૈસા રોકડા લેવામાં આવશે

બાલુરામ મુળદાસ.

ખાનપુર—અમદાવાદ.